श्रीगोकुलेन्दुर्जयति ॥

શ્રી ભક્તિમાર્ગીય સસ્તી ગ્રંથમાળા મણકો ૨જો

# વૈષ્ણવ બાળશિક્ષા

( ભાગ ૧ લો )



પ્રકાશક:
મોતીલાલ મ. ચિમનલાલ પરીખ

પ્રત પાંચ હજાર સં. ૧૯૮૨

કિંમત ચાર આનો

શ્રીગોકુલેન્દુર્જયતિ ॥

શ્રીભક્તિમાર્ગીય સસ્તી ગ્રંથમાળા, મણકો ૨ જો.

# વૈષ્ણવ બાળશિક્ષા

## ભાગ ૧ લો

(વિશાળ દૃષ્ટિથી રચાયલી)



લેખકઃ—
દીનકિંકર

પ્રકાશકઃ—
મોતીભાઈ અવિચળભાઈ
પટેલ

આવૃત્તિ ૧ લી. પ્રત પાંચ હજાર: સં. ૧૯૮૨

કિંમત દોઢ આનો

# પ્રસ્તાવના

પુષ્ટિમાર્ગ એ વિશ્વધર્મ છે, કારણ કે પુષ્ટિ એ, પ્રભુની કૃપા. આવી પ્રભુની કૃપા આ દુનીઆમાં કયો જીવ નથી માગતો ? આ પુષ્ટિ કે કૃપામાર્ગ મનુષ્યનું તો શું પણ જીવમાત્રનું કલ્યાણ કરવા સમર્થ છે. કારણ કે પ્રભુની કૃપાજ જીવમાત્રનું કલ્યાણ કરે છે. વધારે શું કહું ? આપણો પુષ્ટિભક્તિમાર્ગ જીવનું તો શું પણ જડનું પણ કલ્યાણ કરવા સમર્થ છે. મનુષ્ય તેમજ અન્ય જીવજંતુઓ, વનસ્પતિ તેમજ જડ સાથે સર્વનું કલ્યાણ આ ભક્તિમાર્ગમાં સમાયેલું છે. આ વાત બહુ વિશાળ છે. મારો પ્રયાસ બાળભાષામાં પુસ્તકો લખી તે બતાવવાનો છે. જો પુષ્ટિમાર્ગ વિશ્વધર્મ છે, તો આખું વિશ્વ એટલે ગમે તે કોઈ પ્રભુને માનનારો ન્યાયી માણસ તે કબુલ કરે તેવું સાહિત્ય આપણે અત્યારે તૈયાર કરવું જોઈએ.

પુષ્ટિમાર્ગનો પાયો પ્રેમ છે. પ્રેમ તો સર્વને માન્ય વસ્તુ છે. પ્રેમથી સર્વને વશ કરી શકાય છે. જડ જેવા વૃક્ષની સામે ઉભા રહી પ્રેમપૂર્વક હાસ્ય કરતાં તે પણ

પ્રફુલ્લિત થઈ હસે છે. એ પ્રેમ પ્રભુદત્ત વસ્તુ છે. પ્રેમી જન્મે ત્યારથીજ પ્રેમી હોય છે. દયારામભાઈ પણ કહે છે કે "જે કોઈ પ્રેમ અંશ અવતરે પ્રેમરસ તેના ઉરમાં ઠરે"

ખરો પ્રેમી જીવ સ્વપ્ને પણ પ્રપંચી ન હોય. પ્રેમી તો તેજ કહેવાય કે સર્વને પ્રેમપૂર્વક ચહાય. એવા સર્વ-પર પ્રેમ રાખનારા જીવનું આખું વિશ્વ પ્રેમી છે તો પ્રેમી પ્રેમીને કદી પ્રપંચ ન કરે. આપણે પ્રેમની વાતો માત્ર કરનારા છીએ. પ્રેમી તો નિઃસ્વાર્થપણે સર્વની સેવા કરી છુટે. તેમાં તેનો રસ છે, અને એ સર્વની સેવા પ્રભુની સેવામાં સમાએલી છે એટલે પ્રેમપૂર્વક ખુણામાં બેસીને પણ પ્રભુની સેવા કરનારો સકળ વિશ્વની સેવા કરી રહ્યો છે, એમ કહેવું અતિશયોક્તિ ભરેલું નથી.

આ નાનકડું પુસ્તક મેં અત્યંત વિશાળ દૃષ્ટિથી લખ્યું છે. એમાં ધર્મ સાથે સામાન્ય જ્ઞાન મેં ખુબ આપ્યું છે. નર્યું પુષ્ટિજ્ઞાન એ ઘી છે, પણ તેમાં ચુન અને ખાંડ રૂપ મર્યાદા આવે તો જ સ્વાદ પડે. નર્યું ઘી પીને પચવનારા થોડાજ હોય છે. માટે મેં આ પુસ્તકોમાં તે દૃષ્ટિ રાખી છે. આ પુસ્તકોમાં મેં મારા શિક્ષક તરીકેના અનુભવ ઠાલવ્યા છે. ગમે તે ધર્મનો માણસ પણ હાથમાં લઇ આ પુસ્તકોમાંની વાતો કબુલ કરે એ દૃષ્ટિ મેં ખાસ રાખી છે; છતાં પુષ્ટિમાર્ગના સિદ્ધાંતો મેં અંદરખાને જાળવ્યા છે.

પુષ્ટિભક્તિમાર્ગ વિશાળ વિશ્વધર્મ છે, તો સર્વ પર સર્વાત્મભાવની દષ્ટિ રાખી આપણે શુદ્ધાદ્વૈતનો અનુભવ લેવો જોઇએ.

પ્રભુના અવતારોના બે પાઠો મેં બાળભાષામાં રાખ્યા છે, તેથી બાળકોને પ્રભુના એ ચાર મુખ્ય અવતારોનું જ્ઞાન થાય.

પંખીઓનો કલરવ એ ભજન છે એ જણાવનારા પાઠો પણ લીધા છે. શ્રીમહાપ્રભુજી કહે છે કે **सर्वे शब्दा ब्रह्मवाचकाः ॥** જે સર્વે શબ્દો બ્રહ્મને બોલનારા છે, એટલે પ્રભુનું ભજન છે, તો પક્ષીઓના શબ્દો પ્રભુનું ભજન કેમ નહિ ? શબ્દાદ્વૈતના અનુભવની આ વાત છે. બાળકને નાનપણથી આવા સંસ્કાર પડાય તો તો તે સર્વપર પ્રેમ રાખતાં શીખે ને તેના આખા જીવનમાં તે કોઇને લગાર પણ દુઃખ ન દે. વળી દરેકને જોતાં તેને પ્રભુજ યાદ આવે એ લ્હાવો પણ ઓછો ન કહેવાય. શ્રીવલ્લભાખ્યાનમાં પણ

" લીલાને અનુસાર કલરવ કૂજતા દ્વિજ શોભતા "

આ વાક્યમાં દ્વિજ શબ્દનો અર્થ પક્ષી લઇએ તો પક્ષીઓના શબ્દો પ્રભુની લીલાને અનુસાર છે, એટલે પ્રભુનું ભજન છે.

"પ્રભુની લીલા પ્રમાણે મીઠું ગાન કરતાં પક્ષીઓ બોલી રહ્યાં છે. "

આ દૃષ્ટિએ સર્વત્ર પણ એવો અનુભવ થઇ શકે. જ્યારે કોઇ પણ શબ્દનો અર્થ શબ્દબ્રહ્મની દૃષ્ટિએ કરવામાં આવે છે, ત્યારે તે શબ્દ પણ તે જીવને આશીર્વાદ આપે છે. જેમ કોઇ ભક્ત પ્રભુને સામગ્રી સમર્પે તો તે સામગ્રી આશીર્વાદ આપે તેમ આ વાત છે.

કેટલાક પાઠો ગમતમાં જ્ઞાનના લીધા છે. ગામડામાં બાળકો રાત્રે પહેલાં ખુબ સંખ્યામાં ચકલે ને ચકલે રમતાં; તે તથા ગામડાના અભણ શ્રદ્ધાળુઓ રાત્રે ઓટલા પર બેસી પ્રભુનું ભજન કરતા. તે પણ બતાવવા પ્રયત્ન કર્યો છે. હાલની સ્થિતિ વિપરીત છે. હાલ તો બાળકપર જ્ઞાનની ગુણો લાદવા માટે માબાપ તેને ક્ષણભર નવરૂં નથી મુકતાં ! પરિણામે તે શરીરે નિર્બળ અને મગજપરનાં અતિશય બોજાથી ચીડીયું થઇ જાય છે. જ્ઞાન એ પરાણે લાદવાની વસ્તુ નથી, પણ આનંદભેર ગ્રહણ કરવાની, એક રસ પડે એવી વસ્તુ છે.

હાલ લોકોને પેટ પુરતું પણ, બાર બાર કલાક કામ કરવા છતાં મળવું મુશકેલ છે. પહેલાં ધર્મ એજ ધન અને જીવન હતું, જ્યારે આજે ધન એજ જીવન થઇ ગયું છે. લોકોને ધર્મમાં સ્વાદ નથી પડતો, તેટલો ધનમાં સ્વાદ જણાય છે. પહેલાં ધર્મને માટે પ્રાણ આપનારાં સેંકડો મળી આવતા, જ્યારે અત્યારે ગમે તેવી વિકટ

જગાએ ધર્મભ્રષ્ટ થવાય તો પણ ધનને માટે દોડનારા હજારો મળી આવે છે.

સ્વધર્મ, જ્ઞાન કે નીતિ શીખવા બાળકોને એક કલાક પાઠશાળામાં મોકલવાની ફુરસદ નથી મળતી, તેમ મંદિરે દર્શન કરવાની આજ્ઞા નથી કરાતી, પણ જો એક દહાડો નિશાળે ન ગયો હોય તો માબાપ શુંએ કરી નાખે! કેટલુંએ ધન ખરચીને નિશાળનાં પુસ્તકો બાળકોને જ્યારે જોઈએ, ત્યારે તરતજ લાવી આપવામાં આવે; પણ ધર્મનું જ્ઞાન આપે એવાં પુસ્તકો તરફ પેટ ભરીને બેદરકારી બતાવાય; કારણ કે ધર્મ જ્ઞાન મેળવીને પ્રતિષ્ઠા કે ધન મળવાનું નથી! આથીજ શ્રી મહાપ્રભુજી કહે છે કે सर्व मार्गेषु नष्टेषु कलौ च खलधर्मिणि ॥

આવી સ્થિતિ છતાં બનતો પ્રયત્ન કર્યેજ છુટકો છે. ઘરઘથુ જ્ઞાન આપે એવા સગાં સંબંધીના પાઠો પણ મેં પ્રભુની સાથે સરખામણી કરીને લીધા છે.

પંખીઓના કલરવ ને દરેક પંખીને ગુણ પ્રમાણે ગોઠવી ધર્મ જ્ઞાન મળે એવા હેતુથી તેમની સભાની કલ્પના કરી બે પાઠ લખ્યા છે, તે આનંદ સાથે જ્ઞાન આપનારા છે.

સેવાની ભાવનાઓના પાઠો લીધા છે, તે જરા અઘરા છે પણ બાળકને સંસ્કાર પડે ને ભાવ વધે માટે લે.

વાનું ઠીક ગણ્યું છે. પીપળો અને તુલસી બેઉની પવિત્ર-તાને ઉપયોગ જણાઇ આવે એવા હેતુથી તેમની લડાઇ નામનો પાઠ લખ્યો છે. લડાઈ જોવાનું ને વાંચવાનું સૌને મન થાય માટે એ રીત લીધી છે.

જીવનચરિત્રમાં ધ્રુવજીનું જીવનચરિત્ર લીધું છે તે બાળકોના મનપર સારી અસર કરે તેવું છે.

બે પાઠો સાદા આચારના લીધા છે; કારણ કે આચાર એ પ્રથમ ધર્મ છે. ધર્મનું પહેલું પગથીયું આચાર છે. તર્કદૃષ્ટિએ બધું વિચારવાથી આપણને આચારના લાભો નથી જણાતા. પણ આચારને ને વિચારને ભારે સંબંધ છે.

જીવ સ્વતંત્ર હોય તોજ ધર્મ સંભાળી શકે. તે બતાવવા માટે પક્ષીઓની સભામાં ઠરાવ આડકતરી રીતે સમજવા માટે રજુ કરાવ્યો છે. વળી પક્ષીઓ પણ પ્રભુનો ઉપકાર માને છે તો આપણે પણ તેનો ઉપકાર માની ભક્તિ કરવી જોઇએ એવું બાળકને ઠસાવવા પ્રયત્ન કર્યો છે.

પશ્ચિમના વાતાવરણથી ઘણા ચોટલી રાખતા નથી, તેથી ચોટલી વિષે અને તેનીજ ભેગો નખ લેવરાવવા સંબંધી પાઠ લખ્યો છે.

એક હાંસી પ્રસંગ લખ્યો છે, કે જે બાળકને હંમેશાં પ્રભુનું સ્મરણ કરવા તરફ પ્રેરે.

વનસ્પતિની વૈષ્ણવતા એ પાઠ લખ્યો છે. વેદમાં શ્રુતિ છે કે **वैष्णवा वै वनस्पतयः ॥** એ ભાવનાનો આ પાઠ છે.

વળી બાળકોને નાનપણથી સભાક્ષોભ ન થાય માટે સભામાં બોલતાં શીખવવું જોઇએ, તે હેતુથી જ્ઞાન મળે એવું એક ભાષણ પણ બાળસભામાં ગોઠવ્યું છે. બાળકોને લીલો મેવો અને સૂકો મેવો ઓળખવામાં આવે માટે તેના પાઠ પણ લીધા છે ને તે પ્રભુના સંબંધપૂર્વક લીધા છે. જોડે જોડે મસાલાઓનાં નામ પણ આપ્યાં છે. જેથી બાળક તેનું જ્ઞાન પણ મેળવે.

વળી શ્રીયમુનાજીનો પાઠ પણ લીધો છે તે સહેલી ભાષામાં બાળકને લાયકજ લખેલ છે.

છેવટે પ્રભુનું શરણ પણ બાળકની શક્તિ પ્રમાણે સમજાવ્યું છે.

છેવટે કેટલીક સુંદર શિખામણો પણ લખી છે, તે બાળકને ઘણી ઉપયોગી થઈ પડે એવી છે.

મેં પ્રથમ બીજો ભાગ લખ્યો હતો, તેનું નામ "બાળવિનોદ" ભા. ૧ લો રાખ્યું હતું. પણ કેટલાંક કારણથી તે નામ બદલીને વૈ. બાળશિક્ષા ભા. ૨ જો રાખ્યું. ત્યારપછી ત્રીજો ભાગ લખાયો. ત્રીજો ભાગ બહાર પડ્યા પછી કેટલાક મિત્રોની ફરિયાદ આવી કે વૈ. બા.

ભા. ૧ લાને ને આ બીજા ભાગોને કંઈજ મેળ નથી; એટલે હાલ જે બાળપોથીને નામે પુસ્તક બહાર પડયું છે તે વૈ. બા. ભા. ૧ લો એ નામે મેં લખ્યું; પણ પ્રભુને આવો વૈ. બા. ભા. ૧ લો વચ્ચે મૂકાવવાની ઇચ્છા હશે એટલે તે વૈ. બાળપોથીને નામે પ્રસિદ્ધ થયું.

બરાબર નિયમિતતા લાવવા બીજા ભાગની ત્રીજી આવૃત્તિમાં મારે ભારે ફેરફાર કરવો પડશે; કારણ કે તેની આગળ બે પુસ્તકો પેસી ગયાં.

આ પુસ્તકોમાં ઘણી ત્રુટીઓ હશે. સિદ્ધાંતનીયે ભુલો હશે. છતાં જો ક્ષીરનીર ન્યાયથી તેને ઉદાર વૈષ્ણવ બાલુડાં ઉપયોગમાં લેશે અને જેવી રીતે અન્ય ભાગોનો આદર કર્યો છે તેવીજ રીતે આ ભાગનો પણ આદર થશે તો મારો શ્રમ સફળ થયો માનીશ.

દીનકિંકર



# ઉપકાર સ્મરણ

—:o:—

જ્યારે આં ખાતુ મારા માથાપર આવી પડયું ત્યારે હું ધન સંકોચની ભારે વિમાસણમાં હતો. આ કાર્ય મેં માથે લીધા પછી તેમાં મને બહુ વિઘ્નો નડયાં, પણ તે સર્વ પ્રભુએ રસ્તામાં પડેલા કાંટાને જેમ કોઇ સર્જન દૂર કરે તેમ દૂર કર્યા. પ્રભુ સર્વસમર્થ છે; પોતે ઇચ્છાપૂરક છે. મને ભારે વિમાસણમાં જોઇ મુંબઇના મોટા મંદિરવાળા ગો. શ્રી. ૧૦૮ શ્રીગોકુળનાથજી મહારાજના અને વૈષ્ણવ પરિષદ્‌ના કાર્યકરોના અંતરમાં પ્રેરણા કરી. મારાં છ હજાર પુસ્તકો મુંબાઇ ખાતે ગયાં ને વહેંચાયાં–વેરાયાં. તેથી તે સર્વેનો ભારે ઉપકાર મારા પર થયો છે. જો મારાં છ હજાર પુસ્તકો મુંબાઇ ન ગયાં હોત તો હું મારૂં કાર્ય કોઇપણ રીતે આગળ ધપાવી શકત નહિ. પરિષદ્‌માં પસાર થએલી આઠમી કલમનો લાભ પ્રથમ મનેજ પરિષદે આપ્યો છે એમ કહીએ તો ચાલે. પરમભગવદીય શેઠ ધર્મસી માધવજી ઠાકરસીનો ઉપકાર પણ મારા પર ઓછો નથી; તેમણે હમેશાં દરેક પુસ્તકની હજાર પ્રત પ્રથમ લઇને ભારે મદદ આપી છે. હજીએ તેમની સહાનુભૂતિ જેવીને તેવીજ છે. અન્ય વૈષ્ણવ બંધુઓ તેમનો ધડો લેશે એવી આશા છે.

વૈષ્ણવ બંધુઓ આ બાળસાહિત્યને ખૂબ ચહાય છે તેથીજ તેનો ફેલાવો વધારે છે. બાળબોધથી અને વૈષ્ણવ બાળશિક્ષાભા. ૨ જાની બીજી આવૃત્તિની પાંચ હજાર પ્રતો છ માસમાં ખલાસ થઇ જવા આવી છે. ત્રીજા ભાગની પણ ત્રણ માસમાં પચીસો જેટલી નકલ, બીજી આવૃત્તિ છતાં જતી રહી છે. ચોથા ભાગનાં પણ એજ માસમાં ત્રણ હજાર પુસ્તકો વૈષ્ણવ બંધુઓએ પોતાના ઘરમાં પધરાવી દીધાં છે.

આવીજ રીતે જો મારા ભાગ્યવાન વૈષ્ણવ બંધુઓ આ સાહિત્યનો આદર કરશે, તો આ સેવકની સાત ભાગ પૂર્ણ કરવાની જે યોજના છે તે જરૂર પાર પડશે. પાંચમો, છઠ્ઠો ને સાતમો ભાગ પુષ્ટિમાર્ગ એ વિશ્વધર્મ સાબીત કરનારી દૃષ્ટિથી લખાશે. તેની યોજના થઇ ગઇ છે. ઘણા વૈષ્ણવ બંધુઓ મને મોટાં પુસ્તકો લખવાની પ્રેરણા કરે છે, પણ જે બાળુડાંમાં પ્રથમ સડો પેસે છે તેમને પ્રથમ સંભાળવાની જરૂર છે એમ હું માનું છું. હાલની કેળવણી વિપરીતતાનાં મૂળ રોપે છે, તે ન રોપાય માટે મેં આ દિશા લીધી છે. નાના રોપાને આપણે સંભાળથી ઉછેરીશું તો પુષ્ટિમાર્ગરૂપી બગીચો જલદી ખીલી ઉઠશે એમ હું માનું છું.

વળી આ સાહિત્ય અનહદ સોંઘું છે, હું એટલે સુધી દાવો કરી શકું કે, આટલું સોંઘું સાહિત્ય આખા હિંદુસ્તાનમાં બીજે ન મળે.

બાળપ્રભુ નિર્દોષ બાલુડાંના હૃદયમાં બિરાજે છે. તે બાલુડાંના હૃદયમાં બિરાજેલા સ્વયશોગાન સંદૃષ્ટ પ્રભુનો સ્વધર્માભિમાની ઉદાર સદ્‌ગૃહસ્થો આ પુસ્તકની સો સો નકલો લઇને પણ બાળકોમાં વહેંચી આશીર્વાદ મેળવશે, એવી આશા છે.

આ પુસ્તકની બસો નકલો હું જુદા જુદા સ્વધર્માભિમાની સદ્‌ગૃહસ્થોને ભેટ તરીકે મોકલું છું, જો તેમાંથી ૫૦ જણ માત્ર આઠ રૂપિયાજ આ સ્વધર્મ કાર્યમાં ખર્ચી સો સો પુસ્તકો લઇ બાળકોમાં વહેંચશે તો આ પુસ્તક બાલુડાંના હાથમાં બિરાજી જશે.

છેવટે આ પુસ્તક છપાતાં ગોલોકવાસી શેઠ હરજીવનદાસ પુરૂષોત્તમદાસના ફંડના ટ્રસ્ટીઓ રાવ સાહેબ શ્રીયુત હરિલાલ દેશાઇભાઇ દેશાઇ બી, એ; એલ્ એલ્; બી. તથા રા. રા. શ્રીયુત શેઠ મોતીલાલ

ગોવિંદલાલ તરફથી ફંડમાંથી મદદ તરીકે કંઇક રકમ મળવાની ખાત્રી છે, તે બદલ તેમનો ઉપકાર માનવામાં આવે છે. આ ફંડનો સદુપયોગ આ સજ્જનોને હાથે આવાંજ કાર્યમાં થાય છે એ ઓછું પ્રસંશનીય નથી.

ભક્તશિરોમણિ શ્રીવલ્લભકુળની પણ આ કાર્યમાં હું કૃપા-દૃષ્ટિ અવિચ્છિન્ન પામી રહ્યો છું. મારા પ્રાણપ્યારા શ્રીગુરુદેવની તો આવાં કાર્યોમાં સંપૂર્ણ સહાનુભૂતિ ને કૃપાદૃષ્ટિ હોય એમાં નવાઈજ નથી. પરમ ભગવદીય પ્રોફેસર જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ એમ. એ. એ આ પુસ્તક તપાસવાની મને મદદ કરી છે તે બદલ તેમનો પણ ઉપકાર થયો છે.

પરમ ભગવદીય મહાનુભાવી મનમોહનદાસ દલપતરામ દલાલ, બી. એ. પ્રિન્સિપાલઃ એઓની નાણાંની મદદથી અને પ્રોત્સાહનથી હું આ કાર્ય ચાલુ રાખી રહ્યો છું તે ઉપકારનો બદલો પણ આપી શકાય તેમ નથી.

કાગળોના ભાવો ટેક્ષને લઇને વધ્યા છે. ઉપર પૂઠું પણ આર્ટ પેપરનું રાખવામાં આવ્યું છે. છતાં બહારની મદદને લીધે એ બધું ધ્યાનમાં લેતાં પણ સોના રૂ. ૮) કીંમત પ્રથમના પ્રમાણેજ ચાલુ રાખી છે. ચાર ફર્માના પુસ્તકના આવા મોંઘા ને ઉંચા કાગળો હોવાથી બે આના ન્યોચ્છાવર રાખવાની હતી, પણ બહારની મદદથી દોઢ આનો રાખવામાં આવી છે.

આશ્વિન શુક્લ-૭, ૧૯૮૧ દીનકિંકર.

# અનુક્રમણિકા.



॥ श्रीगोकुलेन्दुर्जयति ॥

# પાઠ પહેલો

## ઇશ્વર સ્તુતિ.

### દોહરા

આવો સર્વે બાળકો, કરીએ સ્તુતિ આજ,
આનંદમાં દિન જાય ને, રીઝે શ્રીવ્રજરાજ.
પવન ઉપર સ્વારી કરી, ઉડે સઘળે ઇશ.
વાની લહેરી ઘોડલી, માલીક શ્રીજગદીશ.
નાક વિષે થઇને પ્રભુ, પવન ઉપર થઈ સ્વાર,
જાય આપણાં ઉરમાં, મન જોવા નિરધાર.
રસિક કરૂણ ને મીઠડાં, ઉર આપણાં હોય;
ખુશ ખુશ થઇને શ્રીહરિ, રમે રૂડી કરી સોય.
માટે મિત્રો! આપણે, સદાય રહેવું શુધ્ધ;
મન, વાણી ને કર્મથી, નિર્મળ રાખી બુધ્ધ.
કિંકરોના ઉર વિષે, સદા રમે જગદીશ.
તેથી મન તે છે પ્રભુ, ગીતામાં કહે ઇશ.

# પાઠ બીજો

## વાહ! પોથી કેવી સુંદર છે!

ગુરુજી—કનુ, એ શું છે?

કનુ—ગુરુજી, આપ જુઓ તો ખરા! આ એક બહુ આનંદ આપે એવી ચોપડી છે.

ગુરુજી (ચોપડી જોઇ)—વાહ, કનુ! મેં ધાર્યું કે આ કનુ બધા છોકરાઓ કરતાં બહુ ડહ્યો કેમ જણાય છે, પણ હવે મને ખબર પડી કે તારે ઘેર બહુ સારાં સારાં પુસ્તકો વંચાય છે. આ નાનકડી ચોપડી કેવી મજાની છે!! શાંતિલાલ, જો આમાં કેવા સુંદર ભક્તિના અને નીતિના પાઠો છે! જે છોકરાં ઘેર પણ આવી ચોપડીઓ વાંચે તે પવિત્ર અને ભક્તિમાન બને, એમાં નવાઇ નથી.

કનુ—ગુરુજી, હું શું કહું! હું તો આ ચોપડી રોજને રોજ વાંચ વાંચ કરૂં છું. મને એમાં બહુ આનંદ આવે છે. એમાં "શ્રીકૃષ્ણની રમતો" અને "શ્રીકૃષ્ણ અને મરચું" એવા પાઠો તો આપણે વાંચીએ તો હસી હસીને થાકી જઇએ.

ચંદુ—ગુરુજી એ કઇ ચોપડી છે?

ગુરુજી—વૈષ્ણુવ બાળપોથી.

ચંદુ—એમાંના એક બે પાઠ વંચાવો તો કેવી મજા પડે ! !

કનુ—ચંદુભાઈ, અમારી પાઠશાળામાં તો એ ચોપડી રોજને રોજ વંચાવાય છે; જે છોકરો પાઠશાળામાં આવે તે આ ચોપડીના પાઠો શીખે ને ખુબ ડાહ્યો થાય.

ગુરુજી—કનુ; ચાલ, તુંજ બે પાઠો વાંચ.

કનુ પાઠ વાંચવા ઉભો થયો ને વાંચ્યા કે તરતજ વર્ગના બધા છોકરાઓને ચોપડી લાવવાનું મન થઈ ગયું.

ચંદુ—વાહ ગુરુજી, કેવી મજાની વાતોવાળી ચોપડી છે ?

એવામાં એક વૈષ્ણુવ શેઠ આવી પહોંચ્યા; તેમણે આ ચોપડી દીઠી એટલે—

શેઠ—આ ચોપડી શાની છે ?

ગુરુજી—આપણા હિંદુધર્મની છે.

શેઠ—એમાં શું લખેલું છે ?

ગુરુજી—બાળકોને માટે નીતિની ને ભક્તિની વાતો લખેલી છે.

ચંદુ—ગુરુજી, અમને તો એ ચોપડી હમણાને હમણાજ લેવાનું મન થઈ ગયું છે, પણ શું કરીએ ?

આ વાત શેઠે સાંભળી, શેઠ ઘણા ઉદાર અને ધર્મવાળા હતા તેથી—

શેઠ—પચાસ ચોપડીઓ મંગાવીને આ બાળકોમાં વહેંચી દો. લ્યો આ પૈસા.

કનુ—લાવો, ગુરુજી ! હું લઇ આવું.

કનુ હરખભેર દોડતો જઇ પુસ્તકો લઇ આવ્યો. એટલે બાળકોમાં વહેંચ્યાં. પછી નિશાળ છુટવાનો વખત થયો, એટલે બાળકોને ઘેર જવાની રજા મળી. દરેક છોકરો રસ્તામાં ચાલતાં ચાલતાં ચોપડી વાંચતો જાય ને મનમાં ને મનમાં હસતો જાય. કેટલાક છોકરા તો પુસ્તકો વહેંચનાર શેઠનાં પણ વખાણ કરતા કરતા પોતાને ઘેર ગયા. શેઠ પણ આવાં પવિત્ર પુસ્તકોપર નિશાળનાં બાળકોનો પ્રેમ જોઈ રાજી રાજી થઈ ગયા.

---

# પાઠ ૩ જો.

## પ્રભુના અવતારો. (ભાગ ૧ લો)

ચંદુ—ગુરુજી, આ ચિત્રજી છે, એ શાનું છે, તે અમને સમજાવો ?

ગુરુજી—ચંદુ, એ તું ક્યાંથી લાવ્યો ?

ચંદુ—મારે ઘેર પડ્યું હતું.

ગુરુજી—જુઓ આ ચિત્રજીમાં પ્રભુના ચાર અવતારોનાં સ્વરૂપ છે.

ચંદુ—ગુરુજી, પ્રભુના અવતારો કેવા હોય, અમને સમજાવશો ?

ગુરુજી—ભાઇ, જ્યારે ધર્મને નુકસાન થાય ને પાપ બહુ થાય ત્યારે ધર્મનું રક્ષણ કરવા, ને પાપ મટાડી દેવા, પ્રભુ પ્રકટ થાય છે.

ચંદુ—એ વાત આ ચિત્રજી ઉપરથી અમને સમજાવો.

ગુરુજી—જુઓ, આ ચિત્રજીમાં આ એક રાક્ષસ પડયો છે, તેની છાતી ઉપર આ ભગવાન છે, ભગવાનનું અડધું શરીર માણસનું અને અડધું સિંહનું છે. આ ભગવાનનું નામ નરસિંહ ભગવાન છે, તે આ રાક્ષસને નખ વડે મારી નાખે છે. આ પાસે નાનો બાળક બે હાથ જોડીને ઉભો છે. તે ભક્તરાજ પ્રહ્લાદજી છે. પ્રહ્લાદજીને એના બાપે બહુ દુઃખ દીધું, ત્યારે પ્રભુ આ થાંભલામાંથી પ્રકટ થઇ તેને મારી નાખે છે. આ બધા દેવો છે, આ બ્રહ્માજી, મહાદેવજી, ઈંદ્રરાજા વગેરે બધા દેવો ભગવાનની બે હાથ જોડીને સ્તુતિ કરે છે. ભક્ત પ્રહ્લાદને દુઃખ દેવાથી પ્રભુને બહુ ક્રોધ ચઢયો છે, માટે ભયંકર જેવા લાગે છે. આ પાસે લક્ષ્મીજી પણ બે હાથ જોડી સ્તુતિ કરે છે.

ચંદુ—હા, ગુરુજી, ગઇકાલે અમને આપેલી ચોપડીમાં આ વાત છે. બહુ મજાની વાત છે. વાહ, ભગવાન કેવા દયાળુ છે ! જે ભક્તને દુઃખ દે છે, તેને સજા કરી તેઓ ભક્તનું રક્ષણ કરે છે.

ગુરુજી—પ્રભુએ પ્રથમ એ વ્રત લીધું કે જે મારા

ભક્તને દુઃખ દે, તેને હું નખ વડે છાતી ફાડીને મારી નાખું, માટે ભક્તને દુઃખ દે, તે સુખી ન થાય.

ચંદુ—ગુરુજી, ત્યારે આપણે ભક્તિ કરીએ તો પ્રભુ આપણું પણ રક્ષણ કરે ને?

ગુરુજી—હા ચંદુભાઈ, જે ભક્તિ કરે તેની પાસે પ્રભુ સહાય રહે છે અને તેનું રક્ષણ કરે છે.

ચંદુ—પ્રભુ તો મહાદયાળુ છે. ભક્તરાજ પ્રહ્લાદનું કેવું રક્ષણ કર્યું ? બધા છોકરા આનંદભેર પ્રભુને પગે લાગ્યા.

---

# પાઠ ૪ થો

## પ્રભુના અવતારો (ભાગ બીજો)

ગુરુજી—આ બીજું ચિત્રજી જુઓ, આ બલિરાજા છે, આ નાના સરખા તુંબડી પકડીને લંગોટીવાળા ઉભા છે, એ ભગવાન છે. (આ સાંભળી બધા છોકરા ખડખડ હસી પડયા)

કનુ—ગુરુજી, શું ભગવાનને વસ્ત્ર પણ પહેરવાનાં નથી મળતાં કે લંગોટી વાળીને ઉભા છે ?

ગુરુજી—કનુ, તું સાંભળ તો ખરો, બલિરાજાનું છેતરીને ભલું કરવા પ્રભુ અહીં બ્રાહ્મણનો વેષ લઈને આવ્યા છે.

કનુ—ગુરુજી, એ વાત તો અમને કહો.

ગુરુજી—સાંભળો, બલિરાજા કરીને એક રાજા હતો, તે પ્રભુની ભક્તિ કરતો. તેણે યજ્ઞ કરવા માંડયા, સો યજ્ઞ જે કરે તેને ઇંદ્રરાજાનું ઇંદ્રાસન મળે. ઇંદ્ર રાજા સ્વર્ગનો રાજા છે. આ ઇંદ્રાસન જો બલિને મળે તો બલિરાજા પ્રભુને ભુલી જાય, માટે પ્રભુ એક નાના બાળક બનીને બલિરાજાના યજ્ઞમાં આવ્યા. બલિરાજાએ એ પ્રભુ શ્રીવામનને કંઇ માગવાનું કહ્યું, પ્રભુએ ત્રણ ડગલાં ધરતી માગી. બલિરાજાએ તે આપવાનો નિર્ણય કર્યો ને ઉપર અડધું ડગલું પોતે આપ્યું. એટલે પ્રભુએ મોટું રૂપ વધારી દીધું ને તે રૂપે ધરતી લઈ લીધી. ત્રણ ડગલામાં તો બધી જમીન લઇ લીધી. એટલે ચોથું અડધું પગલું બલિરાજાના માથા પર મૂક્યું. આથી બલિરાજાની બધી બીક જતી રહી, પ્રભુએ બલિરાજાને પાતાળનો રાજા બનાવ્યો. પાતાળમાં આજે પણ તે પ્રભુનું ભજન કરી આનંદથી રાજ્ય કરે છે.

ચંદુ—ભગવાનેય ખરા છે તો, જુઓને, કેવી રીતે બલિને રાજ્ય આપ્યું ?

ગુરુજી—આ ત્રીજું ચિત્રજી છે. તે ધ્યાન આપીને જુઓ; આ શ્રીરામચંદ્રજી છે, આ લક્ષ્મણજી, આ ભરતજી અને આ શત્રુઘ્નજી છે, આ શ્રીરામ પાસે શ્રીસીતાદેવી છે. આને રામ પંચાયતન કહે છે.

નટુ—ગુરુજી, આમની વાતો અમે બાળપોથીમાં વાંચી ગયા છીએ. આ પ્રભુ શ્રીરામ બહુજ રૂપાળા છે.

ગુરુજી—જુઓ, આ શ્રીકૃષ્ણ છે, તે વાંસળી વગાડે છે. પાસે આ ગાયો છે. તે કાન દઈને સાંભળે છે. આ નદીજી છે, તે શ્રી જમનાજી છે.

ચંદુ—ગુરુજી, એ શ્રીકૃષ્ણની વાતો અમે તો કેટલીક જાણીએ છીએ, પણ કહે છે કે એમની વાતો બહુજ છે.

ગુરુજી—હા ચંદુભાઈ, શ્રીકૃષ્ણ વ્રજમાં ખુબ રમતો રમ્યા છે, તેથી તેમની લીલાની વાતોનો પાર નથી, આપણે એમની વાતો કોઈ કોઈ વાર કરીશું. આ પ્રભુ શ્રીકૃષ્ણને ભજે તે મહાભાગ્યવાન છે. પવિત્ર સ્ત્રીપુરુષો પ્રભુને ભજે છે. આજે તમને શ્રીનરસિંહજી, શ્રીવામનજી, શ્રીરામચંદ્રજી અને શ્રીકૃષ્ણની ટુંકી ટુંકી વાતો કહી તે યાદ રાખજો.

---

# પાઠ ૫ મો.

## પંખીઓ ભક્ત છે.

બા—નટુ, આજે તું ડાહ્યો થયો, આજે વહેલો ઉઠયો.

નટુ—બા, હું તો કાંઈ વહેલો જાગું એવો નથી, પણ આ પંખીઓ ક્યાં જંપવા દે છે ? સવારમાં ઉઠીને કલબલાટ કરી મુકે છે.

બા—ના બેટા નદુ, એમ ના કહેવાય. એ તો સવારમાં ઉઠીને પ્રભુનું ભજન કરે છે, તું ભજન કરતો હોય ને કોઇ કહે કે કલબલાટ કરે છે, તો તને કેવું લાગે? વળી પ્રભુને કેવું લાગે?

નદુ—શું બા એ ભજન કરે છે? ક્યાં શ્રીરામ કે શ્રીકૃષ્ણ બોલે છે?

બા—બેટા, દરેક પક્ષીની પોતાની બોલીમાં શ્રી કૃષ્ણ કે શ્રીરામ એવું બોલાય. જેમ જુદા જુદા લોકો પ્રભુનાં પોતાની ભાષા પ્રમાણે જુદાં જુદાં નામ બોલે છે, તેમ પક્ષીઓ પણ પોતપોતાની ભાષાઓમાં પ્રભુનાં નામ બોલે છે.

નદુ—વાહ બા, પક્ષીઓ પણ પવિત્ર કહેવાય!!

બા—હા બેટા, એ બધાં પ્રભુનાં ભકત છે. એમને દુઃખ ન દેવાય. જેમ ભકતને પજવીએ કે ઇજા કરીએ, તો પાપ લાગે, તેમ કોઈ પક્ષીને ઇજા કરીએ તોપણ પાપ લાગે.

નદુ—વાહ બા તમે તો ખરૂં કહો છો તો.

બા—વળી એ ઉઠતાંજ ભજન કરી આપણને શિક્ષા આપે છે કે ઉઠતાંજ પ્રભુનું ભજન કરવા મંડી પડવું.

બા—બેટા, જે પ્રભુનું ભજન ન કરે, તે પક્ષીઓથીએ પણ અધમ છે.

નદુ—બા, હવે હું તમારૂં કહેવું સમજ્યો.

# પાઠ ૬ ઠ્ઠો

## ગોપાળ નામ કેમ ?

એક દિવસ એક ભકતરાજ પોતાના ઓટલા પર બેઠા હતા, ફળીઆનાં નાનાં નાનાં છોકરાં એકઠાં થઇ રમતાં હતાં. તેમને એ ભકતે બોલાવ્યાં. છોકરાં આવ્યાં એટલે તેમણે કહ્યું, અલ્યા છોકરાંઓ, હું બોલાવું તે બોલો.

દરેક છોકરાને આ ભકતકાકા રોજ પ્રભુનો પ્રસાદ આપતા, એટલે સૌને એમ થયું કે અત્યારે પણ પ્રસાદ મળશે. તેમને બધાં છોકરાં વહાલમાં ભકતકાકા કહેતાં.

કેનુ—કહો ભકતકાકા શું કહો છો ! શું પ્રસાદ આપો છો ?

ભકતકાકા—પછી પ્રસાદ પણ આપીશ. પણ હમણા બોલોઃ—

૧ ગાયો ચારે તે ગોપાળ કહેવાય, પ્રભુ ગાયો ચારે છે માટે ગોપાળ.

૨ ભકતનું રક્ષણ કરે તે ગોપાળ કહેવાય, પ્રભુ ભકતનું રક્ષણ કરે છે માટે ગોપાળ.

૩ વાણીમાં બિરાજે તે ગોપાળ કહેવાય, પ્રભુ ભકતની વાણીમાં બિરાજે છે માટે ગોપાળ.

૪ પૃથ્વીનું રક્ષણ કરે તે ગોપાળ કહેવાય, પ્રભુ પૃથ્વીનું રક્ષણ કરે છે માટે ગોપાળ.

૫ ઇંદ્રિયોમાં રમે તે ગોપાળ કહેવાય, પ્રભુ ભકતની ઇંદ્રિયોમાં રમે છે માટે ગોપાળ.

૬ વ્રજમાં બિરાજે તે ગોપાળ કહેવાય, પ્રભુ વ્રજમાં બિરાજે છે માટે ગોપાળ.

ભકતકાકાએ લાંબા લહેકા કરી કરીને બાળકોને આ બોલાવ્યું. બાળકો તો કુદતાં જાય ને ગાતાં જાય.

ભગુ—ભકતકાકા, આજ તો બહુ આનંદ થયો, હવે પ્રસાદ આપો તો જતા રહીએ.

ભકતકાકાએ કાકરી કાકરી પ્રસાદી મિસરી દરેક બાળકને આપી એટલે તેઓ આનંદ કરતાં ને રાજી થતાં થતાં વેરાઇ ગયાં.

ગો=ગાય. ગો=ભકત. ગો=વાણી. ગો=પૃથ્વી. ગો=ઇંદ્રિયો. વ્રજ=વ્રજભૂમિ કે ભકતનું હૃદય

---

## પાઠ ૭ મો

### પવિત્ર પશુઓ

કનુ— ગુરુજી, આપ કહો છો કે પવિત્ર માત્ર એક ભગવાન છે, વળી આપે કાલે કહ્યું હતું કે પોપટ, ચકોર ચાતક, કોકિલા એ વગેરે પક્ષીઓ પણ પવિત્ર છે, તો બેમાં સાચું કયું ?

ગુરુજી—ભાઇ કનુ, બન્ને સાચું છે. પ્રભુ પવિત્ર છે ને પ્રભુ સિવાયની જે વસ્તુઓ છે તે પણ પ્રભુના સંબંધથી

પવિત્રજ છે. તમે બાળપોથીમાં વાંચી ગયા કે તુલસીજી, પીપળો, સુખડ, સમીવૃક્ષ, દુર્વા, મોગરો વગેરે ફુલના છોડ, તથા ફળાઉ ઝાડો પવિત્ર છે. આ બધાં પવિત્ર છે એનું કારણ એ કે તે બધાં પ્રભુને ઉપયોગી છે. કનુભાઇ, જે વસ્તુ પર નજર પડતાં પ્રભુ યાદ આવે તે બધી વસ્તુઓ દૈવી કહેવાય અને દૈવી હોવાથી તે પવિત્ર છે. ચાતક, ચકોર એ વગેરે પક્ષીઓની વાણી કે નામ સાંભળતાં પ્રભુ યાદ આવે છે, માટેજ આપણને તે વહાલાં લાગે છે.

કનુ—ગુરુજી, ત્યારે પશુઓમાં વળી એવાં પશુઓ હોય ખરાં ?

ગુરુજી—હા કનુભાઇ, ગાયને જોતાં આપણને પ્રભુ યાદ આવે છે, કારણ કે પ્રભુ ગાયો ચારવા જતા હતા. આ કારણથી પ્રભુનું નામ ગોપાલ પડયું છે. માટે ગાય બહુ પવિત્ર પશુ છે. વળી બધાં પશુઓમાં તે મુંવાળું ને ગરીબ પશુ છે. તેથી પ્રભુનો તેના પર બહુ પ્રેમ છે. આમ જે ભકત ગરીબ સ્વભાવનો અને દીનતાવાળો હોય તેવા ભકત પણ પ્રભુને વહાલો હોય છે, જેનામાં અભિમાન હોય છે, તેના પર પ્રભુની પ્રીતિ હોતી નથી, માટે કોઇ બાબતનું અભિમાન રાખવું નહિ.

કેટલાક લોકો પંચ કલ્યાણી ઘોડાને પણ પવિત્ર માનતા. પહેલાંના વખતમાં યજ્ઞો થતા, તેમાં ઘોડાનું બલિદાન અપાતું.

કનુ—ગુરુજી, પંચકલ્યાણી ઘોડો કેવો હોય ?

ગુરુજી—જેના ચારે પગ ધોએલા એટલે રંગે ધોળા હોય. ગળા પાસે ધોળું ધાબું હોય, કપાળમાં ધોળું ટીલું હોય, પૂછડી પણ ધોળી હોય વગેરે ચિહ્ન હોય તેને પંચ કલ્યાણી ઘોડો કહે છે. હાલ તેનું માહાત્મ્ય વધારે નથી. ઘોડાના રૂપે પ્રભુનો એક અવતાર થયો હતો, તેને હયગ્રીવ ભગવાન કહે છે. હાથી પણ એક મોટું પ્રાણી છે, તેમાં ધોળો હાથી મહા પવિત્ર મનાય છે. ધોળા હાથીના ભારે શુકન મનાય છે. પહેલાં એક હાથી હતો, તે સરોવરમાં જળ પીવા આવ્યો, તેને એક મગરે પકડયો. મગર જબરો હતો, તેથી હાથીને જળમાં ઘસડી ગયો. હાથી તદ્દન ડુબી ગયો. છેવટે જરાક સૂંઢ બહાર રહી એટલે દુઃખમાં પ્રભુનું નામ બોલ્યો. પ્રભુ એકદમ ગરૂડ પર બેસીને આવ્યા. આવીને મગરને મારી હાથીને બચાવ્યો.

કનુ—ગુરુજી, પ્રભુ મહા દયાળુ છે, જે સંભારે તેને મદદ કરે છે.

ગુરુજી—હા કનુભાઇ, પ્રભુના જેટલું કોઇ દયાળુ નથી, તેથી તે દયાસાગર કહેવાય છે.

મૃગ કે હરણ એક રસિક પશુ છે, તે સારંગી સાંભળે છે, ત્યારે લીન થઇ જાય છે. એ હરણની સારંગીમાં જેવી પ્રીતિ હોય છે, તેવી પ્રીતિ જો આપણી પ્રભુમાં હોય તો આપણે પણ ખૂબ સુખી થઇએ.

---

# પાઠ ૮ મો

## સગાં

ગુરુજી—બાબુ, તું ક્યાં ગયો હતો ? આટલા બધા દિવસ ગેરહાજર કેમ રહ્યો ?

બાબુ—ગુરુજી, હું મારે મોસાળ ગયો હતો; મારી બા પણ સાથે હતાં.

ગુરુજી—એ વાત ખરી, પણ આટલા બધા દિવસ ભણવાનું મુકીને પરગામ રહેવાય ?

બાબુ—ગુરુજી, શું કરું ? મારી બા આવે ત્યારે અવાય ને ? એ ચાર દિવસને વાયદે અહીંથી ગયાં હતાં, પણ મારા મામા એવા સારા ને સ્નેહવાળા છે કે, અમને આવવાજ ન દીધાં.

નટુ—ગુરુજી, મારા મામા પણ બાબુભાઇના મામા જેવા જ છે, પણ મેં એમ સાંભળ્યું છે કે શ્રીકૃષ્ણના મામા સારા નહોતા. શું આ વાત ખરી છે ?

ગુરુજી—હા નટુભાઇ, શ્રીકૃષ્ણ ને બળદેવજીનો મામો કંસ કરીને હતો. તેણે શ્રીકૃષ્ણનાં માબાપને જેલમાં પુરી દીધાં હતાં. શ્રીકૃષ્ણના છ ભાઇઓને તેણે મારી નાખ્યા, ને શ્રીકૃષ્ણને પણ પ્રકટ થયા ત્યારે ગોકુળ મુકી આવ્યા, ત્યારે તેમનાં માબાપને શાંતિ વળી. રાત્રે શ્રીકૃષ્ણને તેમના પિતા વસુદેવ ગોકુળમાં નંદરાયજીને ત્યાં મુકી આવ્યા હતા.

બાબુ—ગુરુજી, એ મામા તો બહુ ખોટો કહેવાય. મારા મામા તો મારા ઉપર બહુ વહાલ રાખે છે, મને આ ભજનની ચોપડીઓ પણ વાંચવા માટે આપી. મને તે રોજ બે પૈસા વાપરવા આપતા. હું મારી બા સાથે મંદિરમાં દર્શન કરવા જતો, ત્યારે પ્રભુને માટે તે પૈસાનો મેવો કે પાન લઇ જતો.

ગુરુજી—વાહ બાબુભાઇ, એ તમારૂં કામ બહુ પવિત્ર અને ડહાપણભર્યું કહેવાય. મંદિરમાં જઇએ ત્યારે કંઇને કંઇ શ્રીઠાકોરજીને ભેટ માટે લઇ જવું જોઇએ, એ નિયમ તમે સાચવ્યો કહેવાય.

બાબુ—ગુરુજી, મારાં બા પણ મને એવી શિખામણ આપે છે. મારા મામાના દીકરા મારી બાને ફોઇ કહે છે. ને મારા બાપાજીને ફુઆ કહે છે. મારા મામાની વહુને હું મામી કહું છું. મારા મામાનો દીકરો નટવર મારો મોળાઇ ભાઇ થાય.

ગુરુજી—શ્રીકૃષ્ણને પણ કુંતાજી કરીને ફોઇ હતાં; તે પાંચ પાંડવનાં માતાજી થાય. શ્રીકૃષ્ણનાં તે પરમ ભક્ત હતાં.

નંદુ—શું ગુરુજી, પાંચ પાંડવો શ્રીકૃષ્ણને સગા થાય? તેમની વાતો તો અમે શીખી ગયા છીએ.

ગુરુજી—હા, કુંતાજી પાંચ પાંડવોનાં માતાજી, શ્રી કૃષ્ણનાં ફોઇ થાય અને પાંડવોના પિતા પાંડુરાજા ફુઆ

થાય. વળી અર્જુન તો શ્રીકૃષ્ણનાં બેન સુભદ્રાને પરણ્યા હતા, તેથી શ્રીકૃષ્ણના બનેવી થાય.

બાબુ—મારે એક માસી છે તે પણ બહુજ ભલાં છે. હમેશાં મને બહુ રમાડતાં ને હસાવતાં. હું તેમને માસીબા કહીને બોલાવું છું.

ગુરુજી—શ્રીકૃષ્ણને પણ પૂતના કરીને એક માસી હતી તે તો શ્રીકૃષ્ણને મારવાને આવી હતી, પણ ઉલટી તે જ મરી ગઇ.

બાબુ—ગુરુજી, શ્રીકૃષ્ણના તો મામાએ સારા નહિ ને માસીએ સારી નહિ. મારા તો મામા પણ સારા છે. મારી માસીના દીકરા મારા મસિઆઈભાઇ તે પણ બહુજ સારા છે. મારા મામાનો દીકરો પરણતો હતો તેથી અમે બધાં સગાં સંબંધી મારા મામાને ઘેર એકઠાં થયાં હતાં. વિવાહમાં બહુ આનંદ આવ્યો. મારા કાકા અને તેમના દીકરા મારા ભાઇ ચંદુલાલ પણ નોતરે આવ્યા હતા. ચદુલાલ ને હું પિતરાઈ ભાઇઓ થઇએ.

ગુરુજી—કેમ ચંદુ ખરી વાત?

ચંદુ—હા ગુરુજી, અમે કાકા કાકાના ભાઇઓ થઇએ. મારા ને બાબુભાઇના દાદા એક. તે ઘરડા છે, એટલે અમે તેમના પગ દાબવાની, પાણી પાવાની વગેરે સેવા કરીએ છીએ.

ગુરુજી—વાહ ચંદુભાઇ, એ તો બહુ સારૂં કામ કહેવાય. વૃદ્ધોની ચાકરી કરવાથી આપણે સુખી થઇએ.

બાબુ—ગુરુજી, એ તો આખો દહાડો પથારીમાં માળા લઇને બેસી રહે છે, ને પ્રભુનુંજ ભજન કરે છે. મારાં દાદી મા પણ ઘરડાં છે ને તે પણ પ્રભુની સેવા કરે છે. મારાં બેન તેમને ખુબ મદદ કરે છે.

## પાઠ ૯ મો: રમુજી રમતો.

એક દહાડો બધાં છોકરાં એક ચકલા આગળ રમતાં હતાં, અને આનંદથી નાચતાં હતાં, ને બોલતાં હતાં કે,

ચાલો રે ભાઇઓ મન્દિર જઇએ,
મન્દિર જઇને દર્શન કરીએ;
દર્શન કરીને દંડવત્ કરીએ,
દંડવત્ કરીને ઉભા થઇએ.
ઉભા થઇને સ્તુતિ કરીએ,
સ્તુતિ કરીને પ્રસાદ લઇએ;
પ્રસાદ લઇને ખૂબ ખુશ થઇએ,
ખૂબ ખૂશ થઇને ઘેર જઇએ—જે—જે—જે

લહેર છે લહેર છે લહેર છે રે, સદા પ્રભુના ભક્તોને લહેર છે,
મહેર છે મહેર છે મહેર છે રે, સદા ભક્તોપર પ્રભુની મહેર છે;
ઘેર છે ઘેર છે ઘેર છે રે, શ્રી પ્રભુજી મારે ઘેર છે,
વેર છે વેર છે વેર છે રે, સદા દુષ્ટોપર પ્રભુને વેર છે.
ઝેર છે ઝેર છે ઝેર છે રે, સદા ખોટી વાણી એ ઝેર છે.

આ ધુન વારંવાર બોલી બાળકો આનંદભેર પોતપોતાને ઘેર ગયાં.

# પાઠ ૧૦ મો

## પંખીઓની ધર્મસભા ભા. ૧.

એક દિવસે બધાં પંખીઓએ સભા ભરવાનો નિશ્ચય કર્યો; મુખ્ય મુખ્ય કામ કરનારા એકઠા થયા. પ્રમુખની જગાએ બધાઓએ મળીને હંસભાઈને આપી. નાના પ્રમુખની જગાએ કોયલબાઈ ચુંટાયાં.

વસંતપંચમીના દિવસોમાં સભા ભરવાનું નક્કી થયું. પંખીઓને સભામાં આવવાની ખબર કરવાનું કામ કાસદ કબુતરભાઇને સોંપાયું.

સભાને દિવસે બધાં હાજર થયાં; કાગડાભાઈને કોઈ આગળની જગા ન મળી એટલે તે રિસાયા, પણ જેમ તેમ કરીને તેમને સમજાવીને સભામાં આણ્યા. સભા બરાબર ચીકાર થઈ. એટલે પ્રથમ કોયલબાઈએ પોતાની મીઠી વાણીમાં હરિ, હરિ, હરિ એ શબ્દો બોલીને સ્વાગત કર્યું, પછી તે બોલી:— આજે વસંતપંચમીનો દિવસ છે. આ ઋતુ વસંતઋતુ છે. આ ઋતુ ઘણી પવિત્ર છે, તેમાં પ્રભુના મીઠા મીઠા રાગો ગવાય છે આ ઋતુ આપણને બહુ વહાલી છે. આ ઋતુમાં ઝાડોપર મોર આવવાની શરૂઆત થશે. વનસ્પતિમાત્ર ફલાં ફલાં ફુલશે. કોયલબાઈનું ભાષણ પુરું થયું એટલે હંસરાજ પોતાની સુંદર લાંબી ડોક અને રૂપાળી ચાંચ ફરકાવતા ભાષણ કરવા ઉભા થયા.

હંસ-ધર્મ એ જીવમાત્રનું જીવન છે; ધર્મ એનુંજ નામ કે હંમેશાં પ્રભુનું ભજન કરવું. હું હમેશાં કૃષ્ણ, કૃષ્ણ, કૃષ્ણ એ પ્રમાણે પ્રભુનું નામ દઉં છું, ને મોતીનો ખોરાક લઉં છું. જેમ પવિત્ર જીવ સૌમાંથી ગુણજ લે છે, તેમ હું દૂધ ને પાણી એકઠાં કર્યાં હોય તેમાંથી માત્ર દૂધ દૂધજ પી જાઉં છું. પછી પપૈયા ભાઈ ઉભા થયા.

પપૈયો:-હું હમેશાં પીયુ-પીયુ એવું બોલીને પ્રભુને ભજું છું-પીયુનો અર્થ પતિ અથવા ધણી છે. ખરેખર, પ્રભુ એજ બધાનો ધણી છે. હું આમ પીયુ પીયુ બોલું છું તેથી મને પપૈયો કહે છે. મારૂં બીજું નામ ચાતક છે. હું ટેકીલો ભારે છું. અધ્ધરથી પડતું વરસાદનુંજ જળ હું પીઉં છું. ભલે તરસે મરી જાઉં પણ તળાવ નદી કે સરોવરનું પાણી મારે નજ ખપે. સાચા ટેકીલા ભકતો પણ પ્રભુનેજ પતિ ગણી તેમને ભજે છે. મારી પણ એજ ટેક છે.

પછી પોપટભાઈ ઉભા થયા. તેમની ચાંચ અને શરીરનો રંગ બધાથી તદ્દન જુદો હતો. પોપટભાઈને ભાષણનો મહાવરો નહોતો પણ પ્રભુનાં જુદાં જુદાં નામ બોલતાં બરાબર આવડતાં હતાં તે બોલવા લાગ્યા.

શ્રીવલ્લભ; શ્રીવિઠ્ઠલ, શ્રીરામ, શ્રીકૃષ્ણ, શ્રીગોપાળ, શ્રીભગવાન, શ્રીહરિ વગેરે નામ બોલી તે બેસી ગયા.

પોપટભાઈ ભાષણ કર્યા વગર બેસી ગયા, એટલે કાગડાભાઈ પોતાની ત્રાંસી એક આંખે જોઈ મશ્કરી કરવા લાગ્યા. પછી ચાસભાઇનો વારો આવ્યો.

ચાસ–મારૂં નામ ચાસ છે. મારા શુકન ઘણા સારા છે. દશેરાને દિવસે મને જોવાનો મહિમા ભારે છે, પણ તે દિવસે હું સંતાઇ જાઉં છું. હું પણ ચા, ચા, એમ બોલી પ્રભુને ભજું છું. ચા (ચાહ) એટલે પ્રેમ. ખરેખર પ્રેમ એ પ્રભુ છે. સાંજ પડી જવાથી બાકીનું કામ બીજા દિવસપર રાખી સભા વિખરાઇ ગઈ.

---

# પાઠ ૧૧ મો

## પંખીઓની ધર્મસભા. ભા. ૨

કબુતરભાઈથી ગરુડદેવને સભાની ખબર અપાઈ નહોતી, પણ તે દૂર રહેતા છતાં સભાને તેમની તેજ-વાળી નજરથી તેઓ જોઇ ગયા, એટલે આવીને ઉભા રહ્યા. ગરુડજીને દેખતાં સૌ પંખી ઉભાં થઇ ગયાં, અને તે દિવસની પ્રમુખની જગા ગરુડજીને અપાઇ. જો કે પ્રમુખ-સ્થાને ગરુડજી બેઠા, છતાં ભાષણોનો નિયમ તો પ્રથમ પ્રમાણે ચાલુ રાખ્યો. ગરુડનું ભાષણ છેવટે રાખ્યું.

બીજે દિવસે પ્રથમ રૂપાળા મોર ભાઈનું ભાષણ હતું. તેઓ પોતાનાં રૂપાળાં પીછાં જરા પાંસરાં કરી એક-દમ ભાષણની જગા પર આવી ઉભા રહ્યા. તેઓનું રૂપ એટલું બધું સુંદર હતું કે બધાં તેમને ઉંચા થઇ થઇને જોવા લાગ્યાં.

મોર–આજે ગરુડજીને પ્રમુખની જગાએ બેઠેલા જોઇને આનંદ થાય છે; તે બહુ એકાંતે રહે છે, એટલે તેમને ખબર આપી શકાઈ નહિ હોય. (કાસદ કબુતરભાઈથી ગરુડજીને ખબર નહોતી અપાઇ તેથી મનમાં બહુ ભય પેઠો હતો, પણ મોરભાઇને પોતાના પક્ષમાં બોલતા જોઇ જરા હિંમત આવી).

હું પીછાંથી રળિઆમણો એટલે રૂપાળો દેખાઉં છું. આ મારા પીછાંનો પ્રભુ માથે મુકટ ધારણ કરે છે. પ્રભુનું મારાપર બહુ વહાલપણ છે, તેથી મને બહુ આનંદ થાય છે. હું હરિ—હો, હરિ—હો, હરિ—હો એ નામ બોલી પ્રભુના નામના ટહુકા કરૂં છું. આટલું બોલી બેસી જતાં બગલાભાઈ ઉભા થયા. લાંબા પગ ને લાંબી ચાંચથી તે બધા ભાષણ કરનારાથી જુદા પડતા હતા.

બગલો–હું સરોવર કે તળાવને કાંઠે રહું છું, પ્રભુનો પરમ ભક્ત છું. મારૂં ધ્યાન એટલું બધું સ્થિર છે કે જાણે મોટો યોગી. મારા જેવું ધ્યાન ધરનાર ભક્તને બગ ભગત કહે છે. આટલું બોલી બગલાભાઇ બેસી ગયા. એટલે સારસે ઉડીને એકદમ પાંખો ફફડાવી ભાષણની જગા લીધી. તેમની જોડે તેમનાં ધણિઆણી સારસીબાઇ પણ સારસ પાસે આવી ઉભાં રહ્યાં. આથી ઘણાને વાંધો ઉઠાવવાનું મન થયું પણ સભામાં બોલવું ઠીક ન લાગ્યું.

સારસ—મને તમારા સર્વેના ચહેરાપરથી જણાય છે કે અમે બે જણ અહીં ઉભાં છીએ, તેથી તમને નવાઇ લાગે છે, પણ અમે બહુ પ્રેમી છીએ, અમારો એકબીજાનો પ્રેમ એટલો બધો છે કે અમારાથી જુદાં રહી શકાતું નથી, તે એટલે સુધી કે અમારામાંથી એકની દેહ છુટી જાય, તો બીજાની દેહ પણ વિયોગના દુઃખે છુટી જાય છે. અમે પ્રભુના નામની ધુન પણ સાથે જ મચાવીએ છીએ, હું "કાન, કાન, કાન" બોલું છું કે વચ્ચે આ મારી ધણિઆણી સારસી "કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ" એમ બોલે છે.

હવે બીજાનાં ભાષણો બંધ રાખી ગરુડજીને ભાષણની તક આપવામાં આવી. ગીધ, સમડી, ઘુવડ એમણે તો આવાં મીઠી વાણીનાં ભાષણ સાંભળ્યાં કે પોતાની રસ વગરની વાણી કાઢવાનો વિચાર માંડીજ વાળ્યો હતો. માત્ર કાગડાભાઇને થોડું બોલવાની ચટપટી હતી; પણ ગરુડજી જેવા ગંભીર ને બળવાન પ્રમુખ પાસે કંઇ ન બોલતાં ચુમાઇને બેસી રહ્યા. ગંભીર ને ભારે શરીરે ગરુડજી ભાષણની જગાએ આવ્યા, કે બધાં તેમનું ભાષણ સાંભળવા ઉલટભેર ઉંચાનીચા થવા લાગ્યા.

ગરુડજી—હું આવ્યો, ત્યારે મને તમારા સર્વેપર સભાની ખબર ન મળવાથી માઠું લાગ્યું હતું, પણ મોરભાઇના કહેવાથી જણાય છે કે, હું એકાંતમાં રહું છું, એટલે ખબર આપી શકાઇ નથી. ટીટોડીનાં ઇંડાં દરીઓ

લઈ ગયો, ત્યારે હું પ્રથમ અભિમાનથી નહોતો આવ્યો, તે વાત હજી તમારા મનમાં રહી ગઇ હશે એમ મેં પ્રથમ ધાર્યું હતું. હું પ્રભુનું વાહન છું. પ્રભુ મારા પર બિરાજીને કોઇ ભક્તનું દુઃખ ભાગવા જાય છે. મારે ને ઝેરીલા જીવોને ભારે વેર છે, હું સાપને દેખું ત્યાંથી મારી નાખું છું, કારણ કે તે ઘણાને કરડે છે. હું ભક્ત છું, તેથી પ્રભુ મારા ઉપર બિરાજે છે, પ્રભુ બોલાવે કે તરતજ પ્રભુની હજુરમાં હાજર થાઉં છું. તમારી સભાથી મને ભારે સંતોષ થયો છે. એટલું બોલી ગરુડજી બેસી ગયા.

ચકલી, હોલો, તિતર, લાવરી, દેવચકલી, કાબર, કબુતર, વગેરે નાનાં પંખીઓની તો અહીં ચેં કે ચું પણ બોલવાની હિંમત નહોતી.

છેવટે મયૂરભાઇએ પ્રમુખ, ઉપપ્રમુખ ને અહીં સભામાં આવેલાં સર્વે પંખીઓના ઉપકારનો ઠરાવ મુકયો તેને સારસે ટેકો આપ્યો. બીજા ઠરાવો કરવાનું હમણાં મુલતવી રાખ્યું; કારણકે ઠરાવો ઘડવાની તક આ વખતે બરાબર મળી નહોતી.

સભા બરખાસ્ત થવાની તૈયારી હતી, એવામાં જેમનો તદ્દન ભાવજ ન પૂછાયો, એવા કાગડાભાઈ કાગ, કાગ કરતા સ્ટેજ પર આવ્યા ને ભાષણ શરૂ કર્યું.

**કાગડાભાઇ**–હું પણ ધર્મવાળો છું. કાન, કાન, કાન, એમ બોલી હું પ્રભુને ભજુ છું. આમ છતાં આ વખતે મારો ભાવ બિલકુલ પૂછાયો નથી. મારો રંગ પણ કોયલ

જેવો છે. કોયલને બોલવાની તક આપી પણ મને તો કશામાંજ ગણ્યો નથી. આવતી સભામાં હું ભારે તોફાન મચાવીશ, ને ભંગાણ પડાવીશ. પેલા બગલાભાઇ કે જે ધ્યાન ધરવાને બહાને હિંસા કરે છે, તેમને પણ ભાષણની તક આપી ને અમે તો કશામાંય નહિ. ઠીક આવતી સભામાં જોઇ લઇશું.

છેવટે કાગડાભાઇનું આવું ભાષણ સાંભળી સભા નવાઇ પામી, પણ આવતી સભામાં તેમને સંતોષવાનું નક્કી કરી સભા ઉઠી ગઇ.

---

# પાઠ ૧૨ મો

## પ્રભુનાં વાઘાવસ્ત્રો ભા. ૧

નટુ—બા, તું આ શું કરે છે ?

બા—નટુ, આ હું પ્રભુને માટે ગદલ તૈયાર કરૂં છું. આગળ શિઆળો આવે છે, આપણા પ્રભુને ટાઢ ન વાય માટે આ ગદલ ઓઢશે.

નટુ—બા, આ તો તમે બધું બહુ કાઢયું છે ને, મને થોડું થોડું પણ ઓળખાવો તો સારૂં, હું પણ જાણું તો ખરો.

બા—જો, આ જુદી જુદી જાતના મુકટ છે. પ્રભુ સમય પ્રમાણે તે ધારણ કરે છે. આ લેંઘીઓ છે. આ કેસરી વસ્રો છે, તે પણ ઉત્સવપર પ્રભુ ધરે છે.

નટુ—બા, એવા કેસરીઆ વાઘા પ્રભુ કેવા ઉત્સવે પહેરે

બા—બેટા, જન્મોત્સવને દિવસે એવાં કેસરી વસ્ત્રો પહેરે. તે દિવસે પ્રભુને મહા મહા આનંદ થવાથી પોતે એવાં વસ્ત્રો ધારણ કરે છે.

જો, આ જુદી જુદી જાતનાં ગદલ છે, શિઆળામાં ઠંડી પડે ત્યારે પ્રભુ તે ઓઢે છે. આ મલમલનાં ઝીણાં વાઘાવસ્ત્રો છે, તે શ્રીઠાકોરજી ઉનાળામાં ગરમીના દિવસોમા ધરે છે.

નટુ—હા બા, મને યાદ આવ્યું, તમે મારી પાસે શ્રીઠાકોરજી માટે ચંદન ઘસાવતાં હતાં, ત્યારે આવાં વાઘાવસ્ત્રો પ્રભુને ધરાવતાં.

બા—હા, બેટા, ઉનાળામાં ઠંડકને માટે પ્રભુને ચંદન ઉપયોગી છે. પ્રભુ ઠંડકને માટે તેનો ઉપયોગ કરે છે, વળી તેની સુગંધી પણ સારી છે. જેમ ચંદન ઠંડુ અને સુગંધિદાર હોવાથી પ્રભુ તેનો અંગીકાર કરે છે, તેમ જે ભક્ત ઠંડા ને મીઠા સ્વભાવના હોય તે પ્રભુને બહુ વહાલા હોય છે. જેમ ચંદનની સુગંધ ચારે તરફ એની મેગે ઉડે છે, તેમ પવિત્ર ભક્તની કીર્તિ પણ એની મેળે ફેલાય છે. આમ છતાં ખરા ભક્તને કીર્તિમાં મોહ હોતો નથી; તેનો મોહ તો શ્રીઠાકોરજીમાંજ હોય છે. ચાલ જો, આતો આપણે અવળે માર્ગે ઉતરી ગયાં.

આ મોતીના શણગાર, આ સોનાના, આ ગુંજાની માળા છે. તે પ્રભુ હમેશાંજ ધારણ કરે છે.

નદુ–બા, આવા શણગાર પ્રભુ શા માટે પહેરતા હશે ?

બા–આ મોતીની માળા પહેરીને પ્રભુ આપણને એમ કહે છે કે, આ મોતી જેવા શુદ્ધ અને પવિત્ર ભકતો મને બહુ વહાલા છે, એવા ભકતોને હું આ મોતીની માળાની પેઠે મારા ગળાની માળા કરીને પાસેને પાસે રાખું છું.

આ સોનું પીળા રંગનું છે. પ્રેમનો અલૌકિક રંગ પીળો છે. તેથી પ્રભુ એમ જણાવે છે કે જે આ સોના જેવો પ્રેમી ભકત છે તે મને બહુ વહાલો છે, તેને હું મારી કોટમાં માળાની પેઠે રાખું છું. ચાલ હવે આજે બહુ મોડું થઇ ગયું છે, પ્રભુને માટે હજી ચુન તૈયાર કરવો છે. આવતી કાલે પાછો તું ફરી મારી પાસે આવજે.

નદુ–બા, આ ગુંજાની માળા પ્રભુ શા સારૂ પહેરે છે, એટલું તો કહો.

બા–ના, બેટા, આજ નહિ. હવે મોડું થઇ જાય.

નદુનું ચિત્ત ગુંજાની માળા કેમ પહેરે છે, એ જાણવાની આતુરતામાંને આતુરતામાં રહ્યું.

---

# પાઠ ૧૩મો

## પ્રભુનાં વાધાવસ્ત્રો–ભા. ૨

વખત થયો એટલે નદુ દોડતો એની બા પાસે આવ્યો અને બોલ્યો, બા, બા, કાલની અધૂરી વાત કહો. આજે

મને નિશાળમાં પણ ચેન પડયું નહિ. હિંડતાં ને ચાલતાં એના એજ વિચાર આવે.

બા–બેટા, તારા પર મને બહુજ વહાલપણુ આવે છે. પ્રજા હોય તે જો તારા જેવી પ્રભુપર પ્રીતિવાળી હોય તો સારૂં; નહિ તો દુઃખરૂપ છે. આપણે સદા પ્રભુનાજ વિચાર કરવાના છે, હવે સાંભળ.

આ ગુંજાની માળા પહેરી પ્રભુ એમ કહે છે કે, ભકતો મારી જે ગુંજો એટલે વાર્તાઓ કરે છે, તે પણ હું આ ગુંજાની પેઠે અંગીકાર કરૂં છું. ખરેખર ભકતો એકબીજાની સાથે જે પ્રભુની વાર્તા કરે છે, તે પ્રભુ આ ગુંજાની પેઠે અંગીકાર કરે છે. કોઇપણ પ્રકારની પોતાની સ્તુતિ પ્રભુને બહુ ગમે છે. માત્ર સ્નેહપૂર્વક તે કરવી જોઇએ. આપણે પ્રભુનું નામ દઇએ તો દરેક નામની એકત્ર માળા બનાવી પ્રભુ આ ગુંજાની પેઠે ધારણ કરે છે. બીજું, ગુંજા એ ભક્ત છે. ધોળી ગુંજા શુદ્ધ અને પવિત્ર ભકત છે, ને રાતી તે સર્વ ગુણવાળા પ્રેમી ભકતો છે. પ્રભુના વાઘાવસ્ત્રો એ પણ ભકત છે, મુકુટ પણ ભકત છે. સર્વ શણગાર પણ ભકત છે. આપણા પ્રભુ પાસે બિરાજતાં આ સર્વ રમકડાં પણ ભકત છે, જો આ ગાયો, આ હંસ, આ બગલા, આ પોપટ એ બધાજ ભકતો પ્રભુની સાથે આપણે ઘેર રમવા આવ્યા છે. પ્રભુ એમની જોડે રમે છે.

નટુ નવાઇ પામી બોલ્યો:–

વાહ બા, તમે આ શું કહો છો, શું બા, આ બધાંજ ભકતો!

બાઃ—પ્રભુની સેવામાં ઉપયોગમાં જે જે વસ્તુ આવે તે બધાજ ભકતો છે.

નદુ–બા, ત્યારે પ્રભુની પાસે તો તમે સેવા કરો છો, ત્યારે હું પણ બેસું છું, શું ત્યારે હુંએ ભકત?

બા–હા બેટા, તુંએ ભકત, પ્રભુની આવી વાતો સાંભળવાનું તને મન થાય છે, તેથી તુંએ ભકત છે. તારા જેવા બાળભકતો તો પ્રભુને બહુ વહાલા હોય છે. તારા જેવા બાળભકતોનાં મન બહુ શુદ્ધ હોય છે, પવિત્ર હોય છે, તેથી આપણા બાળપ્રભુ એવાં શુદ્ધ અને પવિત્ર મન-માંજ બિરાજે છે. તારા જેવા બાળભકત એક ધ્રુવજી નામે થઇ ગયા છે, તેમની વાત હું તને વળી કોઇવાર કહીશ. આજે હવે જાઓ રમો.

નદુ–સારૂ બા, એવી વાત મને બહુ ગમે છે. તમે મને ભકત કહો છો, તેથી મને આજે બહુ આનંદ થાય છે.

---

# પાઠ ૧૪મો

## પીપળાની અને તુલસીજીની લડાઈ.

એક જગાએ એક વૈષ્ણવના બારણામાં તુલસીજી અને પીપળો પાસેપાસે હતાં; ભોગજોગે બેઉને તકરાર થઈ. બ ı તકરાર એ ઘરવાળો વૈષ્ણવ સાંભળતો હતો.

પીપળો–અરે, તુલસીબાઇ, તું આમ નીચી ને નીચી કેમ રહે છે? મારી માફક મોટું ઝાડ થઇ જા કે લાંબી

નજરે જોવાનું મળે; અને પવનમાં હિંચકા ખવાય. જો આ મારાં પાનં પવનમાં કેવા સુંદર ઝોલા ખાય છે? એ ઝોલાનો અવાજ ઘણે દૂર સુધી સંભળાય છે.

તુલસી–પીપળાભાઇ, મને મોટા થવું નથી ગમતું. જેમ મોટું તેમ બીક વધારે, તમે પવનમાં ઝુલો છો ખરા, પણ વખતે જબરો પવન આવે તો જડમૂળથી ઉખડીએ પડો, મને તેવી બીક નથી. ઉંચે હોઇએ, તો લાંબી નજર જાય તો બીજું જોવાનુંય મન થાય, પણ હું તો અહીં નીચે બેસી મારા પ્રભુની સામેજ જોઇ રહું છું. પ્રભુને ઉપયોગ હોય તે વખતે હું તેમની સેવામાં હાજર થાઉં છું. મને તેમાં બહુ આનંદ આવે છે. દીનતામાં આનંદ છે. મોટા થઇએ તો અભિમાન આવે, અને અભિમાન એ તો મહા ખરાબ વસ્તુ છે. જ્યાં અભિમાન હોય ત્યાં પ્રભુ ન હોય.

આ સાંભળી પીપળાભાઇ વિચારીને બોલ્યા:–હે તુલસી, હું પ્રભુ સમાન છું, મને ઘણા પૂજે છે. સ્ત્રીઓ મારી પ્રદક્ષિણા કરી મને જળ પાય છે, હું દવા તરીકે પણ બહુ ઉપયોગી છું. મારી ફોર અથવા સુગંધ જો કે મુદ્દલી જણાતી નથી પણ તે સ્ત્રીઓનાં ઘણાં દર્દો મટાડે છે. મારાં સુકાં છોડાં ઉપર ઉપરનાં બાળીને તેની રાખ સાકરમાં ફાકવાથી સ્ત્રીઓનાં છુપાં દરદો મટે છે. વળી મારૂં સુકું છોડું અડ્ઝુમડાંપર પાણીમાં

ઘસીને ચોપડવાથી તે મટી જાય છે. મારી પીપરીનો પાક કરીને ખાવાથી પુરુષોનાં દર્દ પણ નાશ પામે છે ને લોહી શુદ્ધ થાય છે, વળી ત્રિદોષ એટલે મુઝારામાં મારી વડવાઈઓનો રસ પાવાથી મુઝારો તરતજ સમી જાય છે, પણ તે કોઈવારજ આપું છું. કહે તુલસી, હું કેટલો કામનો ?

તુલસીજી–તમે જાતે પ્રભુ સમાન બન્યા એમાં શો આનંદ ? પ્રભુના સેવક થવામાંજ આનંદ છે. મારી તો સુગંધિજ એવી છે કે, હું જ્યાં હોઉં ત્યાંની હવાજ બગડે નહિ. રોગ કરે એવાં બધાં જંતુ મારી સુગંધિથી નાશ પામે. વળી હું હોઉં ત્યાંથી પચાસ ફુટ સુધી સાપ તો આવી શકેજ નહિ. મારાં સુકાં બીજ અને માંજરો પણ દવામાં ઉપયોગી છે. મારૂં મૂળ પણ બહુ ઉપયોગમાં આવે છે. સુકાઈ જાઉં તો પણ મારાં અંગની માળાજી બને છે. એ માળાજી ભક્તો પોતાની કોટમાં પહેરે છે અને પ્રભુનું ભજન કરવું હોય તો પણ મારી મોટા મણકાની માળા વડે થાય છે. મારા વગર પ્રભુને તો ચાલેજ નહિં.

આ બધી વાત પેલો ભક્ત સાંભળતો હતો તે બોલ્યો કે; તમે બેઉ પવિત્ર છો. તમને બેઉને માણસો પૂજે છે, પણ તુલસીજી તો પ્રભુને બહુજ વહાલાં છે. આથી દરેક ભક્ત પવિત્ર હિંદુ પોતાને બારણે તુલસીજી ઉછેરેજ ઉછેરે.

આ સાંભળી પીપળાભાઇને જરા માઠું તો લાગ્યું, પણ ખરી વાતમાં શું બોલે? ચુમાઇને ઉભા રહ્યા. તુલસીજી પ્રભુનુ ભજન કરવા મંડી પડયાં.

---

## પાઠ ૧૫ મો

### બગીચાની પ્રભુસેવા

#### ચોપાઈ.

આ મીઠો ને મોંઘો બાગ, ફૂલો ખીલે રોજ અથાગ;
વેલી ઉપર ફૂલો ખૂબ, ઝુલે વાયે થઈ મગરૂબ,
ઝાડોપર પણ ઝુલે સુમન, ખરતાં નાચે છે થનથન,
વીણીને ભક્તો લઇ જાય, માળા કરીને હરિ રીઝવાય.
કોઇ બનાવે કલગી સરસ, ધરી હરિને લે આનંદરસ,
કોઇ કરે ફૂલનું પારણું, શોભામાં ખામી નવ આણું.
કોઇ ગાદી ને તકીઆ કરે, ઓઢણુ તે પર પોઢણું કરે,
કોઈ રજાઇ ગૂંથે ફૂલની, રૂપાળી સુંદર ઝુલની.
પ્રભુજીને ઓઢાડે ખાસ, આનંદથી ઓઢે રસરાસ;
કોઇ કાઢે છે તેલફુલેલ, ઉતારે છાંટી રસરેલ.
કોઇ કાઢે અત્તર રૂડાં, અર્પે પ્રભુજીને પુમડાં;
પ્રભુ સુગંધે રાજી થાય, આનન્દે ઉર અતિ ઉભરાય.
કોઇ બાગમાં મેવા થાય, એ મેવા પ્રભુનેજ ધરાય;
બાગ આમ બહુ સેવા કરે, પ્રીતમજીનાં મનડાં હરે.
જનજીવન છે મોંઘો બાગ, સત્કર્મો એ ફૂલ અથાગ;
એ ફૂલો હરિ હરખે ધરે, કિંકરોને ખૂબ ખુશ કરે,
વિવિધ કાર્ય તે વિધવિધ ફૂલ, આવે હરિને બહુ અનુકૂળ.

# પાઠ ૧૬ મો

## પ્રભુ અને પ્રેમ.

ભક્તકાકા એક દહાડો ઓટલાપર સાંજે બેઠા હતા, ફળીઆનાં બધાં છોકરાં બહાર રમતાં હતાં, તેવામાં આનંદ નામે એક છોકરો ભકતકાકાને બે હાથ જોડી જયશ્રીકૃષ્ણ કહીને ચાલ્યો, એટલે ભકતકાકાએ તેને કહ્યું કે આનંદ, તુ બધા છોકરાઓને તેડીને અહીં આવ. આનંદરાય દોડતો બધા છોકરાઓ પાસે ગયો, અને બાળકોને ભકતકાકાનો સંદેશો કહ્યો, એટલે બધાં છોકરાં દોડતાં આવી ભકતકાકાની પાસે જયશ્રીકૃષ્ણ કહેતાં કહેતાં ઉભાં રહ્યાં.

આનંદ–કહો ભકતકાકા, બધાંને બોલાવી લાવ્યો, હવે શી આજ્ઞા કરો છો.

ભકતકાકા–બોલોઃ–

પ્રભુ પ્રેમ જમે છે.
પ્રભુ પ્રેમમાં પોઢે છે.
પ્રભુ પ્રેમમાં ઉંઘે છે.
પ્રભુ પ્રેમમાં જાગે છે.
પ્રભુ પ્રેમરસ પીએ છે;
પ્રભુ પ્રેમમાં રમે છે.
પ્રભુ પ્રેમમાં નાચે છે.
પ્રભુ પ્રેમમાં હસે છે.
પ્રભુ પ્રેમમાં ફરે છે.

પ્રભુની બધી લીલાઓ પ્રેમમાંજ થાય છે. બધાં છોકરાં સાથે બોલતાં ગયાં, ને નાચતાં ગયાં, પછી ભકતકાકાએ તેમને કેળાંનો પ્રસાદ આપ્યો તે લઈ આનંદભેર રમવા દોડયાં-છેવટે

આનંદ-ભકતકાકા; અમને રોજ રોજ બોલાવજો, રોજ રોજ આવીશું ને આપ બોલાવશો તે ભજન બોલીશું.

---

# પાઠ ૧૭ મો

## ધ્રુવજી ભા. ૧

નદુ-બા, તમે તે દિવસે કહ્યું હતું કે હું ધ્રુવજીની વાત કહીશ; પણ આજે અમારા ગુરુજીએ ધ્રુવજીની વાત કહી.

બા-નદુ, તારા ગુરુએ શી વાત કહી ?

નદુ-ઉત્તાનપાદ કરીને રાજા હતો, તેને સુનીતિ અને સુરૂચિ નામે બે રાણી હતી, રાજાને સુરૂચિ વહાલી હતી ને સુનીતિ અળખામણી હતી. સુનીતિને ધ્રુવ અને સુરૂચિને ઉત્તમ નામે પુત્રો થયા. ધ્રુવજી મહા પવિત્ર, ઉદાર, પ્રેમવાળા ને ભકિતમાન હતા, પણ રાજાની પ્રીતિ સુરૂચિના પુત્ર ઉત્તમપર વધારે હતી. ઉત્તમ એક દિવસ રાજાના ખોળામાં રમતો હતો. તે વખતે ધ્રુવજી આવી પહોંચ્યા:

તેમને પણ ઉત્તમની પેઠે રાજાના ખોળામાં રમવાનું મન થયું, આથી સુરૂચિએ મ્હેણું માર્યું કે રાજાના ખોળામાં રમવું હોય તો મારે પેટે અવતાર લે. ધ્રુવજીનુ મન બહુ કોમળ હતું, તેથી આ સાંભળી ધ્રુવજીને માઠું લાગ્યું તે રડતા રડતા પોતાની મા સુનીતિ પાસે આવ્યા. સુનતિએ પૂંછયું, એટલે ધ્રુવજીએ ખરી હકીકત કહી. માએ કહ્યું કે બેટા, પ્રભુની ભકિત વડે સર્વ વસ્તુ પ્રાપ્ત થાય છે, પ્રભુમાંથી સર્વ પ્રકારનાં સુખ મળે છે, માટે તું પરમકૃપાળુ પ્રભુની ભકિત કર; એટલે તારી સર્વ ઇચ્છાઓ પુરી થશે. આ સાંભળી ધ્રુવજી પ્રભુનું ભજન કરવા, તરત જ માતાને પગે લાગીને જંગલમાં જવા નીકળ્યા, માએ તેમને રડતાં રડતાં આશીર્વાદ આપ્યા. હવે ધ્રુવજી જતા હતા, ત્યારે રસ્તામાં સામે નારદજી આવ્યા, નારદજી પરમ ભકત છે, તે ભજન કરતા કરતા બધી દુનીઆઓમાં ફરે છે. તેમણે ધ્રુવજીને કહ્યું કે હે નાના બાળક, તું આટલો નાનો બાળક છતાં કયાં જાય છે ?

ધ્રુવજી—મારી ઓરમાન માએ મને મ્હેણું દીધું છે, ને મારૂં અપમાન કર્યું છે, માટે પ્રભુનું ભજન કરવા જાઉં છું, કે મારી ઇચ્છા પૂરી થાય.

નારદજી—ઓ ધ્રુવ, તું આટલો બધો નાનો છે, તો તારે માન અપમાન શું? આમ કહી વનમાં પડતાં દુઃખો

વિષે ઘણું વર્ણન કર્યું, પણ ધ્રુવજી તેથી ડગ્યા નહિ ને તેમણે પ્રભુને પ્રસન્ન કરવા ઉગ્ર તપશ્ચર્યા આદરવાનો દૃઢ નિશ્ચય કર્યો.

# પાઠ ૧૮ મો

## ધ્રુવજી ભા. ૨.

બીજે દિવસે નટુને એની માએ બોલાવ્યો અને કહ્યું, નટવર, કાલની અધુરી વાત કહે જોઉં !

નટુ—બા, પછી ધ્રુવજીએ શ્રીજમનાજીને પાવન કિનારે ખુબ ભજન કર્યું. પ્રભુનું બહુ ભજન કર્યું, એટલે ધ્રુવજીને પ્રભુએ દર્શન દીધાં. પ્રભુનાં દર્શન કરી ધ્રુવજી રાજી રાજી થઈ ગયા. વળી પ્રભુએ ધ્રુવજીને કપાળે શંખ અડકાડયો, એટલે ધ્રુવજીને પ્રભુની સ્તુતિ કરતાં આવડયું. તેમણે બહુજ સ્તુતિ કરી. પ્રભુ તેમનાપર રાજી રાજી થઈ ગયા, વળી તેમની બધી ઇચ્છાઓ પ્રભુએ પુરી કરી અને આશીર્વાદ આપ્યા. પછી ધ્રુવજી પોતાને ઘેર પાછા આવ્યા. એટલે રાજાને બહુ આનંદ થયો. પાછા આવીને તે પોતાની બેઉ માતાઓને સ્નેહથી પગે લાગ્યા—સુરૂચિએ તેમનું અપમાન કર્યું હતું, પણ તે જરા પણ મનમાં ન લાગ્યા ને હસીને પગે લાગ્યા.

બા—બેટા નટવર, જો ધ્રુવજી કેવા મોટા મનના કહેવાય ? આપણે પણ તેમના જેવું મોટું મન રાખવું. કોઇ કશું કહી જાય, પણ મનમાં ન લાવવું, હવે વાત આગળ કહે.

**નટવર**—ઉત્તાનપાદ રાજા પાછળ ધ્રુવજી ગાદીપર બેઠા. આજે પણ લોકો એ ધ્રુવજીને પ્રેમપૂર્વક પગે લાગે છે. ધ્રુવજીએ બહુ સારી રીતે રાજ્ય કર્યું. પ્રજાને ખૂબ સુખ આપ્યું. તેમને એકવાર યક્ષો જોડે લડાઈ થઈ હતી, પણ મનુએ ધ્રુવજીને લડાઇ બંધ કરવાનું સમજાવ્યું. એટલે લડાઇ બંધ કરી. પછી ધ્રુવજી ત્યાંથી પાછા આવ્યા અને *પ્રભુનું ભજન કરતા કરતા* અત્યારે પણ આનંદથી રાજ્ય કરે છે.

**બા**—બેટા જો, પ્રભુના ભજનથી ધ્રુવજી અમર થયા, માટે તું પણ તેમના જેવી ભક્તિ કરી અમર થજે.

---

## પાઠ ૧૯ મો

### સાદા આચાર ભાગ. ૧

**ભગુ**–ગુરુજી, કાલે સાંજના હું આપને ત્યાં આવ્યો ત્યારે આપ ન્હાતા હતા, સવારમાં નહાવું જોઇએ, તેને બદલે આપ સાંજે કેમ નહાતા હતા ? શું સવારમાં નહોતા નહાયા ?

**ગુરુજી**– ભગુભાઇ, આપણે તો ઉઠીને શૌચ વગેરેથી પરવારી સ્નાન કરવું, પછી તિલક વગેરે કરી ભજન કરીનેજ બીજું કામ કરવું જોઇએ. હું સવારમાં નહાયો હતો

પણ ખર્ચુ જવું પડ્યું, એટલે ફરી નહાવું પડ્યું. હિંદુ માત્ર જેટલાવાર ખર્ચુ જાય તેટલાવાર નહાય. ખર્ચુ ગયા પછી સ્નાન કર્યા વગર કોઇ વસ્તુને અડકાય નહિ, જો અડકીયે તો દોષ લાગે, ને પ્રભુને ગમે નહિ. પ્રભુજી જે આચાર વિચારે પવિત્ર રહે છે, તેનાપર ખુશી રહે છે. આચાર એજ ધર્મનું પહેલું પગથીઉં છે. પશ્ચિમના લોકોના સંગથી અને ફેગવણીથી આપણા આચારો નાશ પામ્યા છે, તેથી આપણી બુદ્ધિઓ, ધર્મ પણ સમજી શકતી નથી. ધર્મનું પહેલું પગથીઉંજ આપણે ન ચઢીએ, તો ધર્મની ટોચ સુધી શી રીને પહોંચીએ ? જે આચાર બરાબર પાળે છે, તેનામાં ધર્મ હોય છે. જ્યાં આચાર નથી ત્યાં ધર્મ નથી. માટે હમેશાં આચાર બરાબર પાળવો, એથી શરીર સારૂં રહે ને માંદુ પણ ન પડાય.

**નદુ**—ગુરુજી, ખર્ચુ ગયા પછી નહાવાનું શું કારણ? એમાં શો લાભ હશે ?

**ગુરુજી**—નદુ, સાંભળ, સડાસની અંદરની ને આજુબાજુની હવામાં ખરાબ, અને ગંદાં રજકણો ભળેલાં હોય છે. એ હવા આપણા શરીરને તથા પહેરેલાં લુગડાંને અડે તેથી તે અપવિત્ર અને મેલું થાય છે. તેમાં ખબર ન પડે એવી દુર્ગંધ પેસી જાય છે. ખરાબ વરાળ વગેરેનો પણ સ્પર્શ

થાય છે, આથી શરીર અને વસ્ત્રો પણ ગંદાં થાય છે. એવાં ગંદાં વસ્ત્રોથી આપણું શરીર બગડે છે, એટલુંજ નહિ, પણ વિચારો પણ બગડે છે. દુર્ગંધની અસર વિચારો પર પણ થાય છે. માટે ખર્ચુ જઈ આવી ચોકુખી માટી વડે સ્વચ્છ જળથી બરાબર હાથ પગ ધોવા, પછી નહાવું; નહાયા વગર કોઈ ચીજને અડવું નહિ.

નટુ–હા ગુરુજી, મારી બા તો હું જેટલા વાર ખર્ચુ જાઉં, એટલી વાર મને નવરાવે છે. પણ નહાવું શા માટે તે તો હું આજ સમજ્યો.

ગુરુજી–માંદા હોઈએ, ત્યારે એવો આગ્રહ ન રાખવો, પણ જો બરાબર નિયમ પ્રમાણે આપણો આચાર વિચાર પાળીએ, તો કદી માંદાજ ન પડીએ, ચાલો હવે બીજી વાતો કાલે કરીશું.

---

# પાઠ ૨૦ મો

## સાદા આચાર. ભા. ૨.

ગુરુજી—કાલની વાતો આગળ સાંભળો:–દાતણ ચાવી તેનો બરાબર કુચો કરવો અને એ કુચાવડે દાંત બરાબર ઘસવા. દાંત પર કેટલાક લોક દાતણ કરતાં પાવડર નામે ભૂકી વગેરે છે, પણ તે ન ઘસતાં જરૂર પડે તો માટી ઘસવી સારી છે. માટીથી દાંતમાંની દુર્ગંધ ને મેલ તદ્દન

સાફ થઈ જાય છે. વળી દાંતમાં સુગંધી આવે છે. જે માણસ દાતણ બરાબર નથી કરતો, તેના દાંત જલદી પડી જાય છે. ઉલ બરાબર ઉતારવી. સ્નાન કરી શરીરને ચોકખા લુગડા વડે સાફ કરવું, જેથી શરીરપરનો મેલ કપડા વડે જતો રહે. વળી સ્નાન કરતાં ખૂબ ચોળી મસળીને નહાવું. સ્નાન કરતાં પ્રથમ બરાબર મોં પવિત્ર કરવા કોગળા કરવા, પછીથી સ્નાન કરવું. સ્નાન કર્યા પછી તિલક કરી પ્રભુને ભજવા, પછી માબાપને પગે લાગવું.

જમી કે પ્રસાદ લઈ ખુબ કોગળા કરી મોઢું અને દાંત સાફ કરવા. જો પ્રસાદ લીધા પછી મોં બરાબર સાફ ન કરીએ, તો દાંતમાં પ્રસાદની રજકણો ભરાઇ રહે, અને તેથી દાંતમાં જંતુ પેદા થઈ દાંત સળી જાય છે, ને વહેલા પડી જાય છે. આપણા ભકિતમાર્ગમાં તો ખુબ કોગળા કરે તોજ મોં સાફ થાય એવો નિયમ છે. સાધારણ નિયમ એવો છે કે પ્રસાદ લીધા પછી સોળ કોગળા કરવાથી મોં શુદ્ધ થઇ જાય. વળી પ્રસાદ લેતાં એટલું પણ યાદ રાખવું, કે માત્ર જમણો હાથ કે જેના વડે જમવાનું કે પ્રસાદ લેવાનો છે તેજ અડે. જમતાં જમતાં કેટલાકને બચકારા બોલે છે એ રીત ખોટી છે. ચાવતાં ચાવતાં અવાજજ ન થવો જોઈએ.

નંદુ—આ વાત તો અમે સમજ્યા, મને તો મારી

ળા આવું આવું બહુ સમજાવે છે ને તે પ્રમાણે કરાવે છે, પણ કહો કે ક્યારે ક્યારે નહાવું?

ગુરુજી—કુતરાને, બિલાડીને, ગધેડાને, ડુક્કરને, ગરોળીને તથા અંત્યજ એટલે ઢેડ, ભંગી, ચમાર વગેરેને જો ભુલેચુકે અડી જવાય, તો સ્નાન કર્યા વગર ન ચાલે. વળી કોઇ સગુ સંબંધી ચાલ્યું જાય, એટલે દેહ છોડી દે તો પણ સ્નાન કરવું પડે. ને સગાઇ પ્રમાણે સૂતક પણ લાગે. સૂતક એટલે સંબંધને કે સગાઇને લીધે મનપર અને શરીરપર થતી ખરાબ અસર. એ અસર ધીમે ધીમે જતી રહે છે, એટલે સૂતક ઉતરી જાય છે. સૂતકમાં તિલક ન કરાય. વળી ગ્રહણ થાય, ત્યારે પણ નહાયા વગર ન ચાલે. ગ્રહણથી પણ શરીરની જીવવાની શકિતમાં મોટો વિકાર થાય છે, તે જળથી સ્નાન કરવાથી શુદ્ધ થાય છે. આ તો આચારવિચારની ઉપલક ઉપલક વાતો કરી, બીજા નાના આચારો બહુ છે, તેની વળી કોઇ વાર વાત કરીશું.

---

# પાઠ ૨૧ મો

## ધ્રુવજી અને પ્રહ્લાદજી

### ચોપાઇ.

ધ્રુવજી નામે એક કુમાર, પંચ વર્ષના નાના બાળ;
વનમાં જઇને કીધું તપ, પ્રભુ નામના જપતા જપ.

પ્રભુએ દર્શન દીધાં ખાસ, પુરી કીધી મનની આશ;
ધ્રુવજીને મન થયો આનંદ, દર્શન દીધાં શ્રી વ્રજચંદ.
પ્રહ્લાદ નામે બાળકુમાર, ભજતા પ્રભુને અપરંપાર;
તેના બાપે દીધું દુઃખ, પણ મનમાં માની લે સુખ.
કર્યો થાંભલો રાતોચોળ, દીસે અગ્નિ જેવો ગોળ;
પ્રહ્લાદને વળગાડયા થંભ, કડડ થઇને ફાટયો થંભ.
માંહેથી પ્રભુજી નીકળ્યા, ભક્ત ઉગારી પાછા ફર્યા;
પ્રહ્લાદજીને આપ્યું રાજ, ભકતોના એ શિરના તાજ.

---

## પાઠ ૨૨ મો

### પંખીઓની સભામાં પસાર થએલા ઠરાવો.

પંખીઓની ધર્મની સભા વસંતપંચમીપર થઇ પણ કોઇ પ્રકારના ઠરાવો ન થયા એટલે ગરુડજીને શાંતિ થઇ નહિ. તેથી થોડાજ વખત પછી કુંજ—એકાદશીને દિવસે બીજી સભા ગરુડજીએ બોલાવી. બધાંને પોતપોતાની બુદ્ધિ પ્રમાણે ઠરાવ ઘડવાની ખબર આપવામાં આવી. સભાના મુકરર કરેલા દિવસે દરેક પોતપોતાના પસાર કરવાના ઠરાવો લઇ સભામાં હાજર થયાં.

#### ઠરાવ ૧ લો હંસભાઇએ રજુ કર્યો.

(૧) પરમકૃપાળુ પ્રભુએ આ વનસ્પતિઓ તથા તળાવ વગેરે આપણા સુખને માટે કર્યાં છે, માટે આ સભા

તે પ્રભુનો ભારે ઉપકાર માને છે ને એ દયાળુ પ્રભુની હંમેશાં ભકિત કરવાની સૌને વિનતિ કરે છે.

હંસજીએ ઠરાવ પર વિવેચન કરતાં જણાવ્યું કે આ વનસ્પતિ આપણને ઘણાને ફળવડે પોષે છે તથા તેની નવપલ્લવ ઘટામાં આપણે માળા બનાવી રહીએ છીએ, વળી આ તળાવ વગેરેમાંથી જળ પીએ છીએ, તથા સ્નાન કરવામાં પણ એ જળ આપણને કામ લાગે છે. આ ઠરાવ પસાર થયો કે તરત બીજો ઠરાવ મોરભાઇએ મુકયો.

(૨) પરમકૃપાળુ પ્રભુએ આપણને જોવા માટે આંખો, સાંભળવા માટે કાન, ખાવા માટે ચાંચ સાથે મોં, ભજન કરવા માટે મોં, ઉડવા માટે પાંખો અને તાઢ ન વાય માટે તથા ઉડતાં ફાવે માટે હલકાં પીછાં અને શ્વાસ લેવા તથા ઉડવાને વાયુ આપ્યાં છે, માટે આ સભા પ્રભુનો ભારે ઉપકાર માને છે

આ ઠરાવ પર લાંબુ વિવેચન કરવાની જરૂર નહોતી. એટલે ઠરાવ પસાર થયો, પછી ત્રીજો ઠરાવ સારસે મુકયો.

(૩) પ્રેમ વડેજ સર્વે જીવો જીવી શકે છે, ને એક-બીજાને મદદ કરે છે. માટે આપણે સર્વે ભલે જુદી જુદી નાતોના હોઇએ કે ધર્મો પણ જુદા જુદા હોય, છતાં એક-બીજા પર પ્રેમ રાખવો. આ ઠરાવ પર ખૂબ વિવેચન કર્યું અને ઠરાવ પસાર થયો એટલે ચોથો ઠરાવ ચકલીબાઇએ રજુ કર્યો.

(૪) આપણી બહોળી વસ્તીમાંનાં કેટલાંક મોટાં પંખીઓ નાના પંખીઓને ભારે દુઃખ દે છે, ને પોતાના ખોરાક માટે મારી પણ નાંખે છે. આવી ઘાતકી રીતને આ સભા સખત રીતે વખોડી કાઢે છે.

ચકલીબાઈનો આ ઠરાવ નાનાં ગરીબ પંખીઓને બહુ ગમ્યો, પણ કાગડા, સમડી ઘુવડ, બાજ એવાં પંખીઓ ચમકી ઉઠયાં.

ઠરાવ પર વિવેચન કરતાં ચકલીબાઈએ જણાવ્યું કે–બીજાનો ભય હોય ત્યાં સુધી જીવ પોતાની ફરજ બજાવી શકતો નથી, કારણ કે ફરજ બજાવતાં મન બીકણ રહે છે. જીવ સ્વતંત્ર હોય તોજ ધર્મ બરાબર પાળી શકે; માટે કોઈને પરતંત્ર રાખવાનો કોઈનો હક નથી. સ્વતંત્રતામાંજ સુખ છે. પરાધીનપણામાં સ્વપ્ને પણ સુખ નથી. વળી મોટાંએ તો નાનાનું રક્ષણ કરવું જોઈએ, તેમ છતાં તેઓ તો ઉલટું ભક્ષણ કરે છે, એ ભારે અફસોસની વાત છે. સર્વે પ્રાણી પ્રભુજીના બાળક છે તેથી સર્વેને પોત પોતાની મરજી પ્રમાણે આનંદ કરવાનો હક છે. કોઈ પ્રાણીને ભયથી પોતાને તાબે રાખવાનો કે પોતાના સુખને માટે દુઃખ દેવાનો હક નથી. છેવટે એ ઠરાવ પણ પસાર થયો.

પ્રમુખ સાહેબ ગરુડજીએ સમય પ્રમાણે હરેક ઠરાવ પર વિવેચન કરી સભાને રજા આપી,

---

# પાઠ ૨૩ મો

## બાળ રામચંદ્રજી

બા-નટુ, આવો પ્રભુની એક વાત કહું. નટુ, ભણુ, દોડતા આવ્યા એટલે બાએ વાત શરૂ કરી. એકવાર માતા કૌશલ્યા શ્રીરામને રમાડતાં હતાં, શ્રીરામ પણ કલ્લોલ કરતા હતા. માતાજી શ્રીરામનું રૂપાળું રૂપાળું કોમળ મુખ જોઈ મનમાં મલકાતાં હતાં. કોમળ અને રૂપાળા મુખ પર કૌશલ્યા માતા પ્રેમ પૂર્વક વારંવાર ચુંબન કરતાં હતાં, એવામાં આકાશમાં ચાંદો ઉગ્યો. ચાંદો જોઈ શ્રીરામને તેની જોડે રમવાનું મન થયું, તેથી ચાંદો માગવા લાગ્યા.

**કૌશલ્યા**-બેટા, ચાંદો ન લવાય; એ બહુ ઉંચે છે, અહીં રહીને તું જોઈને રાજી થા.

**શ્રીરામ**-ના માતાજી, મારે તો એજ રમકડું જોઈએ. પોતે રડતા જાય, ને ચાંદો માગતા જાય. એવામાં દશરથ રાજા આવી પહોંચ્યા. શ્રીરામને બહુ સમજાવ્યા, પણ છાના ન રહે. છેવટે એક થાળી લાવી તેમાં જળ રેડી શ્રીરામને ચાંદો બતાવ્યો એટલે હસી પડયા, ને થાળીના ચાંદા સાથે રમવા લાગ્યા, દડાની પેઠે રમવા લેવા જાય પણ થાળીમાંથી કશું હાથમાં આવે નહિ. શ્રીરામ વારંવાર હાથ નાખે પણ કશુંજ હાથમાં ન આવે. શ્રીરામ છાના રહ્યા અને ઉલટા આમ રાજી થયા, તેથી સૌને આનંદ થયો, અને આ લીલા કર્યા પછી શ્રીરામનું નામ શ્રીરામચંદ્રજી પડયું.

# પાઠ ૨૪ મો

## ચોટલી અને નખ.

ગુરુજી—ભાઈઓ, તમારા નખ તપાસો. દરેક છોકરો નખ જોવા લાગ્યો. એટલે ગુરુજીએ કહ્યું: મોટા નખ હોય તે ઉભા થાઓ. વર્ગના ઘણા છોકરા ઉભા થયા એટલે

ગુરુજીઃ—નખ કદી પણ મોટા થવા દેવા નહિ. મોટા નખમાં મેલ ભરાય ને ખાઇએ ત્યારે મોઢામાં થઈ એ મેલ પેટમાં જાય. રોગનાં જંતુઓ પણ મોટા નખમાં ભરાઇ રહે, માટે અઠવાડીઆમાં એક વાર તો ખાસ નખ લેવરાવવાજ જોઈએ. મોટા નખ કદાચ શરીરના કોઈ ભાગને વાગે તો તરતજ પાકે છે, કારણ કે નખ ઝેરી છે. હવે બધા છોકરા ચોટલી તપાસો. વર્ગના ઘણા છોકરાઓને માથે ચોટલી હતી પણ બે છોકરાને માથે ન હોવાથી તેમને ઠપકો આપ્યો. હિંદુમાત્ર ચોટલી રાખે. માથા પર ચોટલી એ હિંદુપણાનું નિશાન છે. કોઇ પણ ધર્મકાર્ય ચોટલી વગર થાય નહિ. માટે માથા પર જરૂર દરેક હિંદુએ ચોટલી રાખવી જોઈએ. આજે તો આટલું કહું છું પણ ફરી વાર તમારાં ચોટલી અને નખ તપાસીશ. આ મારી શિખામણ યાદ રાખજો.

# પાઠ ૨૫ મો.

## હાંસી પ્રસંગ

ગુરુજી–ચાલો, આજે એક બીજી વાત કહું. શ્રીગોકુળનાથજી કરીને આપણા આચાર્યશ્રી થઈ ગયા છે, એઓશ્રીએ પોતાના સેવકોને આનંદ સાથે જ્ઞાન મળે એવા હસવા જેવા પ્રસંગો કહ્યા છે, તેવો એક પ્રસંગ તમને કહું છું.

એક માણસને દમ કે ખાંસીનો રોગ થયો હતો તેને એકવાર દમ ચઢી, આ વખતે તેની સ્ત્રી તેને પોતાના હાથે ખવરાવતી હતી, છતાં તે હાંફતો હતો, આથી તેની સ્ત્રીએ કહ્યું કે ખવરાવું છું તો હું, છતાં તમે હાંફો છો કેમ ? પેલા દમીલાએ ઉત્તર આપ્યો કે ચાવે છે કોણ તારો બાપ ?

આ વાકય સાંભળી બધા છોકરા ખડખડ હસી પડ્યા; એટલે

ગુરુજી–ભાઈઓ, આપણે પણ એ દમીલા જેવાજ છીએ.

ભગુ–કેમ ગુરુજી ?

ગુરુજી–પ્રભુનું નામ લેતાં આપણે સહેજ જીભજ હલાવવી પડે છે પણ જાણે ભારે મહેનત હોય તેમ આપણે પ્રભુનું નામ નથી લેતા. ગમે તે કામ કરતા હોઈએ

પણ જીભ તો નવરીજ હોય છે. વળી નથી પૈસા બેસતા, છતાં આપણાથી પ્રભુના જપ સદા નથીજ જપાતા. શું એ દમીલાના જેવી હસવા જેવી આપણી વાત નથી ?

નદુ–ગુરુજી, આપનું કહેવું ખરૂં છે. પ્રભુ કૃપા કરે તોજ પ્રભુનું ભજન સદા કરાય.

---

# પાઠ ૨૬ મો

## વનસ્પતિ વૈષ્ણવ છે.

ગુરુજી––ભાઇઓ, જે બીજા જીવો પર ઉપકાર કરે છે, અને એક જગાએ રહી પ્રભુનું ભજન કરે છે તેને વૈષ્ણવ કહેવાય. આ વનસ્પતિ વૈષ્ણવ છે.

ભગુ––ગુરુજી, વનસ્પતિ કયારે ભજન કરે છે ને શો ઉપકાર કરે છે.

ગુરુજી–૧. વનસ્પતિ ફૂલ, પાન, ફળ તથા મેવા વગેરેથી પ્રભુની સેવા કરે છે માટે તે વૈષ્ણવ છે.

૨. વનસ્પતિ અનાજ તથા ફુલ ફળાદિ પેદા કરી બીજા જીવોને પોષે છે, માટે વનસ્પતિ વૈષ્ણવ છે.

૩. વનસ્પતિ પોતે તાઢ તડકો વેઠી બીજાને છાંયો તથા હુંફ આપે છે, માટે તે વૈષ્ણવ છે.

(૪) વનસ્પતિ પોતાને ઢેકું મારે. તેને પણ ફળ આપે છે, માટે તે વૈષ્ણવ છે.

(૫) સુખડ જેવાં પવિત્ર ઝાડ પોતાને કાપે તેને પણ સુગંધિ આપે છે માટે તે પરમ વૈષ્ણવ છે.

(૬) વનસ્પતિ એક જગાએ સ્થિર રહી શાંતિ રાખી પ્રભુમાં લીન રહે છે, માટે તે વૈષ્ણવ છે,

કેટલીક વનસ્પતિ દવા તરીકે પણ ઉપયોગી છે અને કેટલીક ધર્મકાર્યોમાં પણ ઉપયોગી થઈ પડે છે.

વનસ્પતિ બહુજ ઉપયોગી છે, માટે તે વૈષ્ણવ છે. આટલો બધો તે ઉપકાર કરે છે, પણ તેને જરા પણ હુંપદ આવતું નથી. તેનાં કાપેલાં સુકાં લાકડાં બળતણ તરીકે પણ ઉપયોગી છે.

ભગુ—ગુરુજી, ધન્ય છે-વનસ્પતિની વૈષ્ણવતાને ! !

# પાઠ ૨૭ મો

## ભગુભાઈનું ભાષણ

ગુરુજી-ગઈ કાલે ભગુભાઈને કહ્યું હતું કે, આવતી કાલે બાળકોની સભા છે તેમાં " નિત્યનિયમ " એ વિષે તમારે ભાષણ કરવાનું છે.

ભગુ-ગુરુજી, મને આવડે તેવું હું બોલું છું. મેં તૈયાર કર્યું છે. બધા છોકરા બરાબર ગોઠવાઈ ગયા. પ્રમુખની જગા તેમના ગુરુદેવે લીધી. ભગુભાઇ ઉભા થયા ને પ્રથમ મંગળાચરણ બોલી ભાષણ શરૂ કર્યુ:—

પરમ પૂજ્ય ગુરુદેવ, અને મારી સાથે નિત્ય ભણનારા મારા વિદ્યાર્થી બંધુઓ,

આપણે હંમેશાં વહેલા ઉઠવું જોઈએ, વહેલા જાગી પ્રભુનું ભજન કરી પછી પથારીમાંથી પગ કાઢવો જોઇએ. પછી ખર્ચુ જઇ આવી બરાબર હાથ પગ ધોઈ દાતણ કરવું જોઈએ. દાતણ કર્યાં પછી સ્નાન કરવું જોઇએ, સ્નાન કર્યા પછી તિલક કરી ચરણામૃત લઇ પ્રભુની ભકિત પવિત્રતાથી કરવી જોઇએ; પછી માબાપને પ્રેમપૂર્વક પગે લાગવું જોઈએ, ત્યાર બાદ નિશાળના પાઠ કરવા અને પાઠ કરી બીજુ કંઈ કામકાજ હોય તો કરવું. નિશાળમાં જતી વખતે તદ્દન સીધી રીતે આનંદભેર જવું જોઇએ. નિશાળમાં નિયમસર ને વખતસર હાજર રહી ગુરુજી ભણાવે તે ધ્યાન દઇને સાંભળવું જોઇએ. નિશાળમાં બધાં છોકરાં પર પ્રીતિ રાખવી જોઇએ. આપણને ન આવડતું હોય તે આપણે શીખી લેવું જોઈએ અને બીજાને ન આવડતું હોય તે આપણે શીખવવું જોઇએ. પોતાના ગુરુજીનું ખૂબ માન રાખવું જોઇએ. તેઓ આવે ત્યારે અને જાય ત્યારે પણ ઉભા થઇ માન આપવું જોઈએ. ગુરુને પ્રસન્ન કરી આશીર્વાદ મેળવવાથી વિદ્યા બહુ આવડે ને સુખી થવાય. પુસ્તકને પગ ન અડકવા દેવા જોઈએ ઘેર આવી થોડીવાર પણ ફરવું અથવા રમવું જોઈએ. માબાપ અને ઘરનાં જે વૃદ્ધ હોય તેમને વારંવાર નવરા હોઈએ ત્યારે કામકાજ પૂછવું જોઇએ. તે કહે તે

તરતજ કરવું જોઇએ. તેમની આજ્ઞા કદી તોડવી ન જોઇએ. દિવસમાં ઓછામાં ઓછું એક વાર પણ મંદિરમાં દર્શન કરવા જવું જોઇએ. સાંજે વાળુ કરી પછી વેળાસર પ્રભુનું નામ લેતા લેતા ઉંઘી જવું જોઇએ. આટલું બોલી ભગુભાઇ બેસી ગયા એટલે--

ગુરુજી---ભાઇઓ, ભગુભાઇના ભાષણથી મને બહુ સંતોષ થયો છે. ભગુભાઇના ભાષણમાં મુખ્ય વાત એ રહી ગઇ કે કોઇ વૈષ્ણવ રસ્તામાં મળે તો તેને બે હાથ જોડી જયશ્રીકૃષ્ણ કહેવા જોઇએ. વળી ફરીની સભામાં બીજા કોઇનું ભાષણ રાખીશું.

---

## પાઠ ૨૮ મો

### લીલો મેવો.

કનુ--ગુરુજી ચાલો, આજે આપણે બજારમાં જઇએ. આપે એક દિવસે કહ્યું હતું કે, પ્રભુને મેવા બહુ ભાવે છે, તો કયા કયા મેવા પ્રભુના ખપમાં આવે, તે અમને મુખ્ય મુખ્ય બતાવો.

ગુરુજી—ચાલો જઇએ. બધા છોકરા રાજી થઇ ઉમંગભેર બજારમાં ગયા. ત્યાં પગથીઆં જેવાં ખાનાંમાં સુંદર મેવા ગોઠવેલા હતા.

ગુરુજી—મેવાઓ દેખતાં સાથે લેવાનું મન થાય માટે આમ સુંદર રીતે ગોઠવે છે.

જુઓ, આ ઉંચે લટકે છે, તે કેળાં છે. કેળાં પ્રભુને બહુ ભાવે છે. આ કેળાંનાં છોડાં પ્રભુએ વિદુરજીને ત્યાં આધાં હતાં. આ નારંગી છે, આ સંતરાં, આ પપનસ છે, આ બધાં લીંબુની જાતનાં છે. આ મેવો લોહી શુદ્ધિ માટે બહુ ઉપયોગી છે. લીંબુનું અથાણું સુંદર થાય છે. વળી ખટાશ માટે પણ તેનો રસ બહુ ઉપયોગી છે.

આ જુઓ, જુદી જુદી જાતનાં દાડમ છે. આ મસ્કતી દાડમ બહુજ સ્વાદવાળાં હોય છે, તેની કિંમત પણ બહુ બેસે છે. આ લીલી દ્રાક્ષ અને આ લીલાં આલુ છે. આ શેતુરાં છે, તે પણ બહુ મીઠાં લાગે છે. આ લીલાં અંજીર છે, તે પુષ્ટિકારક છે. આ સફરજન અને આ નાસપત્તિ છે. આ પપૈયાં છે. આ અનનાસ છે તે બહુ કીમતી મેવો છે. આ કેરીઓ જુઓ કેટલી જાતની છે? આ આફુસ, આ કલમ અને આ દેશી કેરી. આ જાંબુ અને આ રાયણ છે. પાસે આ ટોપલીમાં ચીકુ છે. આ નાળિએરી બોર અને આ દેશી ખાટાં બોર. આ સુકાં ચણી બોર છે. આ કાકડી છે. આ કાચી કાકડી અને આ પાકી કાકડી.

આ ફાલસાં છે તે ખટમધુરાં બહુ ભાવે છે, તેનો પનો બહુ સરસ થાય છે. આ ટેટી છે, એને આપણે તડબુચ કહીએ છીએ. આ લીલાં ખજુર છે. પ્રભુ આ સર્વ પ્રકારના મેવા આરોગે છે. કેટલાક મેવા પ્રભુને ઉપયોગી નથી હોતા.

જુદા જુદા દેશોમાં મેવા જુદા જુદા પણ થાય છે. ગરમ દેશના મેવા ઠંડ દેશમાં થતા નથી.

વખત થઈ ગયો એટલે ગુરુજી વિદ્યાર્થીઓને લઈને નિશાળમાં આવ્યા. હરેક જાતનો મેવો નમુના માટે નિશાળમાં લાવ્યા અને નિશાળમાં પણ તે વિષે કેટલીક ચર્ચા કરી.

---

# પાઠ ૨૯ મો

## સુકો મેવો

નટુ—ગુરુજી, આપ જેવા ગુરુજી અમને ન મળ્યા હોત તો અમને આવું સર્વ પ્રકારનું જ્ઞાન કોણ આપત?

ગુરુજી—ભાઈ નટુ, પવિત્ર તો એક પ્રભુજ છે. જીવ તો મહા પાપી છે. પ્રભુની સેવા વડે તે પવિત્ર થાય છે.

નટુ—ગુરુજી, આપે લીલો મેવો તો અમને બતાવ્યો પણ સુકો મેવો પણ હોય છે; મારી બા તો પ્રભુ માટે એ પણ મંગાવે છે.

સુકો મેવો તો નિશાળના સંગ્રહસ્થાનમાં હતો, એટલે ગુરુજી તરતજ લાવી બતાવવા લાગ્યા.

ગુરુજી—જુઓ, આ બદામ છે, તે મગજને બહુ પુષ્ટિકારક છે. ઘી, સાકર અને બદામનો આથો મગજની શક્તિ માટે ઘણા ખાય છે. ગરીબો બદામ મોંઘી હોવાથી લઈ શકતા નથી, તેઓ મગફળીનો ઉપયોગ બદામની જ ગાએ કરે છે. મગફળી પણ પુષ્ટિકારક છે. શેકેલી મગફળી

બહુ સ્વાદિષ્ટ લાગે છે આ પિસ્તાં છે, તે તો બદામ કરતાંએ કીમતી છે. આ ચારોળી અને આ અખરોડ છે. આ સુકી દ્રાક્ષ છે, તે બે જાતની છે. આ ધોળી દ્રાક્ષ અને આ કાળી દ્રાક્ષ છે. આ આલુ છે. આલુના ઠળીઆમાંથી બદામ નીકળે છે, તેને આલુની બદામ કહે છે. આ ખજુર ને આ ખારેકો છે, અને આ સુકાં અંજીર છે, તે પણ બહુ મીઠાં લાગે છે. આ કાજુની બીજ છે. શેકેલાં કાજુનો સ્વાદ બહુ જ [1]સરવા લાગે છે. આ સુકાં નાળિએરનું કોપરૂં છે. લીલાં નાળિએર પણ બહુ ઉપયોગી છે. નાળિએરની ધર્મ ગુરુને અને શ્રીઠાકોરજીને પણ ભેટ ધરાય છે.

નદુ—ગુરુજી, ઈલાયચી એ સુકો મેવા ખરો કે નહિ ?

ગુરુજી—નદુ, એ મેવામાં નહિ પણ મશાલામાં ગણાય. તજ, લવંગ, મરી, ઈલાયચી, કેસર, જાયફળ, જાવંત્રી એ મશાલામાં ગણાય. આ બધાં ગરમ મુલકમાં થાય છે.

કસ્તુરી એક મૃગની ડુંટીમાંથી ઝરે છે. અંબર દરિયા કિનારે મળી આવે છે. કાથો એક ઝાડનો ઠરેલો રસ અથવા ગુંદર છે. આ સર્વ પણ પ્રભુસેવામાં ઉપયોગી છે.

નદુ—ગુરુજી, અમે તો નિશાળેથી છુટતાં રોજ સુકા કે લીલા મેવા લઈ ખાઇએ છીએ. કોઇવાર તજની લહેજંત લેવાનું પણ અમે ચુકતા નથી.

ગુરુજી—ભાઈઓ, તમે બજારમાંથી ભલે સુકો કે

૧. મીઠા.

શીલો મેવા ફ્યો, અને ખાઓ, પણ પ્રભુને સમર્પ્યા વિના ન ખવાય.

નટુ—ગુરુજી, અમે ત્યાં પ્રભુ ક્યાંથી લાવીએ?

ગુરુજી—પ્રભુનું નામ દઈને કોઈ ચીજ આપણે ખાઈએ તો પ્રભુ આરોગે છે. પ્રભુના નામ વડે પણ વસ્તુ પ્રસાદી થાય છે, માટે પ્રભુનું નામ દઈને કોઇ પણ વસ્તુ ખાવી જોઇએ. વળી આપણા કોટમાં માળાજી તો હોય છે, તો માળાજીને સ્પર્શ કરાવીને ખાઇએ તો પણ પ્રભુ અંગીકાર કરે છે.

નટુ—વાહ ગુરુજી. એ રીત તો ખરી કહેવાય. હવે અમે એવી રીતે પ્રભુનું નામ દઈને કે તુલસીજીનાં માળાજીને સ્પર્શ કરાવીને લઈશું.

---

## પાઠ ૩૦ મો

### શ્રીયમુનાજી

બા—નટુ, જો આ ચિત્રજી કેવું સુંદર છે!!

નટુ—બા, આ ચિત્રજી તો પ્રભુના જેવું છે, પણ મુખ ઉપરથી તો સ્ત્રીના જેવું જણાય છે.

બા—હા બેટા, આ શ્રીયમુનાજી છે, તે પ્રભુનાં પરમ ભક્ત છે, પ્રભુને તે બહુજ વહાલાં છે, તેથી પ્રભુએ પોતાના શણગાર અને રૂપ તેમને આપ્યું છે. જો પ્રભુને

પહેરાવવાની ફૂલની માળા હાથમાં લઇને કેવાં ઉભાં છે!! આ માળા તેઓ પ્રભુને પહેરાવશે. જો, એમનાં શ્રીઅંગનો રંગ શ્યામ છે, કારણ કે પ્રભુએ કૃપા કરીને તેમને પોતાના ગુણ અને રૂપ આપ્યાં છે. આ શ્રીયમુનામા બહુજ દયાળુ છે. ભકતને પ્રભુને શરણે જવામાં બહુ મદદ કરે છે. ભક્ત શરણે જાય છે કે શ્રીઠાકોરજીને આનંદભેર આગળથી વધાઇ કહે છે. જેના પર આ શ્રીયમુનાજી કૃપા કરે તેનું અલૌકિક શરીર બનાવી દે છે. સ્વભાવ પણ બદલી નાખે છે. ઇંદ્રિયો મન સાથે બધુંજ પ્રભુને લાયક કોમળ અને રસિક બનાવે છે. આ શ્રીયમુનાજીના જળનાં પાન કરવાથી તથા તેમાં સ્નાન કરવાથી પણ ભકતમાં અલૌકિકતા આવે છે. આ સાક્ષાત દયાની મૂર્તિ છે. ભાઇબીજને દિવસે શ્રીયમુનાજીમાં સ્નાન કરવાનો ભારે મહિમા છે. જીવોને દંડ દેનાર યમરાજાનાં તે બેન છે. જે જીવ શ્રી યમુનાજીને ભજે તેને યમરાજાનો દંડ નહિ.

નટુ—બા, તું રોજ આ શ્રીયમુનાજીનાં ધોળ ગાય છે તે તેથી ગાય છે?

બા—બેટા, શ્રીયમુનાજીનાં ગુણગાન કરવાથી પ્રભુ પણ પ્રસન્ન થાય છે, કારણ કે ભકત પર પ્રભુનો પ્રેમ છે તેથી ભકતનાં ગુણગાનથી પણ પ્રભુ પ્રસન્ન થાય છે. ભકત પ્રભુને બહુ વહાલો હોય છે. નટુને આ સાંભળી એટલું બધું વહાલ આવ્યું કે શ્રીયમુનાજીનું ચિત્રજી લઇને છાતી

સરસું ચાંપ્યું ને આનંદથી આંસુ નીકળી પડ્યાં.

નદુ—બા, આ ચિત્રજી મને બહુ ગમે છે. તમે મને રોજ જ્દર્શન કરાવશો ?

બા—હા બેટા, આપણા સુવાના ઓરડામાં હું ભીંતે રાખીશ, તું રોજ દર્શન કરજે. આ સાંભળી નદુ રાજી રાજી થઇ ગયો.

---

# પાઠ ૩૧ મો

## પ્રભુનું શરણ

નદુ—બા, પ્રભુનું શરણ એટલે શું ?

બા—નદુ, તું તારા જેવાં છોકરાં સાથે રમતો હોય અને કોઈ તને પજવે કે દુઃખ દે અથવા મારવા આવે તો તું શું કરે ?

નદુ—બા, હું દોટ મુકીને તમારી પાસે નાસી આવું.

બા—વળી નિશાળમાં તને કોઇ છોકરો પજવે તો તું શું કરે ?

નદુ—બા, હું જઇને અમારા ગુરુજીને કહી દઉં.

બા—ગુરુજીને કહું એટલે ગુરુજી શું કરે ?

નદુ—ગુરુજી મને તેની પજવણીમાંથી બચાવે.

બા—ત્યારે નદુ, જેમ રમતાં રમતાં તને કોઇ મારવા આવે ને તું મારી પાસે આવતો રહે, નિશાળમાં કોઇ પજવે

તો તારા ગુરુજી પાસે જાય તેમ આપણે પણ આ જન્મ મરણના મારથી બચવાને પ્રભુની પાસે જવું તે પ્રભુનું શરણ છે. પ્રભુને શરણે જવાથી આપણી પાસે પ્રભુ રક્ષણ માટે સદા બિરાજે છે, ને સેવા કરાવી આનંદ આપે છે. બેટા, શરણુ એટલે દુઃખમાંથી બચવા પ્રભુના ખોળામાં દીનતા સાથે માથું મુકી દેવું તે.

નદુ—આ હું સમજ્યો, પ્રભુ સૌ દુઃખો મટાડનાર છે, માટે તેના બની જવું તે શરણ.

---

# પાઠ ૩૨ મો

## કેટલીક શિખામણો.

૧. પંખીઓ ભકત છે, તેમની પેઠે આપણે પણ હમેશાં પ્રભુને ભજવા જોઇએ.

૨. જે વસ્તુથી પ્રભુ યાદ આવે તે દૈવી કહેવાય.

૩. આચારથી વિચારો પણ પવિત્ર રહે છે.

૪. કોઇ પ્રાણીને દુઃખ દેવું એ પાપ છે.

૫. દરેક હિંદુએ માથાપર ચોટલી રાખવી જોઇએ અને ઓછામાં ઓછા એક વાર પણ અઠવાડીયામાં નખ લેવરાવવા જોઇએ.

૬. વનસ્પતિ, ફળ, ફૂલ અને પાન વડે પ્રભુની સેવા કરે છે.

વિશ્વ ધર્મ—બધાને ગમે એવો ધર્મ.

અધર્મ—હલકો.

કિંકરો—પ્રભુના સેવકો.

જન્મોત્સવ—જન્મદિવસનો આનંદ.

દૈવી—પ્રભુના સંબંધવાળું.

સંધ્યા—પ્રભુનાં દર્શન કરાવનાર સમયનું ધ્યાન કે પ્રાર્થના.

સુતક—કોઈ નજીકનું સંબંધી મૃત્યુ પામવાથી મનપર અને શરીરપર થયેલી ખરાબ અસર.

પંચ કલ્યાણી—યજ્ઞમાં ઉપયોગી પવિત્ર ઘોડો.

પ્રશંસનીય—વખાણવા યોગ્ય.

---

આ પુસ્તકને જોતાં તેથી પ્રસન્ન થઇ એક ગામની વૈષ્ણવમંડળીએ રૂા. ૭૦) મદદમાં આપ્યા છે, તેથી આ પુસ્તકની કીંમત પા આનો ઘટાડવામાં આવી છે. તેમની અનિચ્છાને લીધે અત્રે નામ આપવામાં આવતું નથી. બીજું, ગોલોકવાસી ભગવદીય શેઠ હરજીવનદાસ પુરૂષોત્તમદાસના ફંડમાંથી પણ આમાં મદદ મળવાની આશા છે એટલે તે બદલ પણ પા આનો ઘટાડવામાં આવ્યો છે તેથી ન્યોછાવર માત્ર દોઢ આનો રાખવામાં આવી છે.

મહાયતા સુદર્શન કલા મન્દિર રાયપુર, અમદાવાદમાં કેશવ હ. શેઠે પ્રકાશક માટે છાપ્યું.

# સસ્તી ભક્તિમાર્ગીય ગ્રંથમાળા

વૈષ્ણવ બાળગ્રંથમાળા, કીંમતમાં તદ્દન સસ્તી, સહેલી અને રસીક ભાષામાં રચાયલી અને ખુબ લોકપ્રિય થઇ પડેલી છે. જલદી મંગાવો અને બાળકોના પવિત્ર અને કોમળ હાથમાં મુકી આશીર્વાદ મેળવો. અસરકારક પ્રભુભક્તિ, માતૃભક્તિ, પિતૃભક્તિ, ગુરૂભક્તિના પાઠોવાળી આ ગ્રંથમાળા છે. નીતિ, પવિત્રતા ને આચાર, દયા અને દીનતા પ્રેમ અને આનંદ શબ્દે શબ્દે જણાઇ આવે છે.

| નામ | કિંમત | સો પ્રતની કિં. |
|---|---|---|
| વૈષ્ણવ બાળપોથી | ૦-૧-૬ | ૮-૦-૦ |
| વૈ૦-બાળશિક્ષા ભા-૧ (નવીઢબની) | ૦-૧-૬ | ૮-૦-૦ |
| જુનીઢબની બીજી | ૦-૦-૯ | ૪-૦-૦ |
| વૈ૦-બાળશિક્ષા ભા-૨ | ૦-૧-૬ | ૮-૦-૦ |
| વૈ૦-બાળશિક્ષા ભા-૩ | ૦-૨-૩ | ૧૨-૦-૦ |
| વૈ૦-બાળશિક્ષા ભા-૪ | ૦-૩-૩ | ૧૭-૦-૦ |
| બાલિકાશિક્ષા ભા-૨ | ૦-૨-૦ | ૧૦-૦-૦ |
| મહાનુભાવી ઇચ્છારામ ભટ્ટજીનાં વચનામૃત છપાય છે | ૦-૪-૦ | ૨૧-૦-૦ |

આ બાળગ્રંથમાળાની લગભગ સીતેર હજારે પ્રત થઇ છે.

આ પુસ્તકો મળવાનું ઠેકાણું:—

લેખક વા પ્રકાશક પાસેથી રેવડી બજાર, લલ્લુભાઇની ધર્મશાળા મેડા ઉપર, અમદાવાદ. અને

રા. રા. લલ્લુભાઇ છગનલાલ દેશાઇ

રીચીરોડ, દુ૦ નં. ૧૧૮ અમદાવાદ